પ્રપંચની વ્યાખ્યામાં ચન્દ્રકીર્તિએ લૌકિક પ્રપંચ કેવો છે તે બતાવ્યું છે—

તે च विकल्पाः अनादिमत्संसाराभ्यस्तात् ज्ञान-ज्ञेय-वाच्य-वाचक-कर्ता-कर्म-करण-क्रिया-घट-पट-मुकुट-रथ-रूप-वेदना-स्त्री-पुरुष-लाभ-अलाभ-सुख-दु:ख-यशोऽयशो-निन्दा-प्रशंसादिलक्षणाद्विचित्रात्प्रपञ्चात् उपजायन्ते ।। મ૦ટી૦૧૮.૫

સંસાર એ વ્યાવહારિક કે સાંવૃતિક સત્ય છે. એનો અર્થ એવો તો નથી જ કે તે વન્ધ્યાપુત્ર જેમ સર્વથા અવાસ્તવિક છે. એ સંસારમાં રહીને જ મોક્ષને પ્રાપ્ત કરવાનો છે. તે સંસારની વ્યાખ્યા કે વિચારણા તર્કથી થઈ શકતી નથી. તેના સ્વરૂપનો નિર્ણય કે તે સત્ છે કે અસત્ થઈ શકતો નથી માટે તે તર્કાગોચર છે. એ જ રીતે નિર્વાણ પણ જે પારમાર્થિક છે તે પણ તર્કાગોચર તો છે જ. આમ એ બન્નેના સ્વરૂપમાં કાંઈ ખાસ ભેદ નથી. બંને અવાચ્ય છે, જ્ઞાનના અગોચર છે. આથી નાગાર્જુને કહ્યું કે—

न संसारस्य निर्वाणात् किञ्चिदस्ति विशेषणम् ।
न निर्वाणास्य संसारात् किंचिदस्ति विशेषणम् ।।
निर्वाणस्य च या कोटिः कोटिः संसरणस्य च ।
न तयोरन्तरं किंचित् सुसूक्ष्ममपि विद्यते ।। મ૦ ૨૫ : ૧૯-૨૦

સંસાર અને નિર્વાણમાં કશો જ ભેદ નથી. કારણ કે

सर्वं तथ्यं न वा तत्थं तथ्यं चातथ्यमेव च ।
नैवातथ्यं नैव तथ्यमेतद्बुद्धानुशासनम् ।। મ૦ ૧૮.૮

ભગવાન બુદ્ધ લોકોનું અનુકરણ કરીને તેમને સન્માર્ગે લાવવા માટે કદીક આ બધું તથ્ય છે એમ કહે છે કારણ કે બુદ્ધનું વચન છે કે—

लोको मया सार्धं विवदति, नाहं लोकेन सार्धं विवदामि ।
यल्लोके संमतं तन्ममापि अस्ति संमतं, यल्लेके नास्ति संमतं, ममापि तन्नास्ति संमतम् ।। મ૦ટી૦ ૧૮.૮

આ રીતે લોકોની ભાષામાં જ તેમની જ સમજનો આધાર લઈને તેમણે ઉપદેશ આપવો શરૂ કર્યો એટલે તેમણે કહ્યું કે હા, તમે જેને તથ્ય કહો છો તે તથ્ય છે જ. પણ જુએ એનો અન્યથાભાવ પણ થાય છે તે તો તમે જોયું ને માટે તેને અતથ્ય પણ જાણવું. આથી આગળ જઈને તેમણે સમજાવ્યું કે જુઓ બાલજન જેને તથ્ય સમજે છે તેને આર્યજન અતથ્ય સમજે છે. આમ તથ્ય એ અતથ્ય પણ છે—તથ્યાતથ્ય છે અને એથી આગળ વધીને જેની બુદ્ધિમાં માત્ર જરાક આવરણ રહી ગયું છે તેને એમ ઉપદેશ છે કે ભાઈ, આ તથ્ય પણ નથી અને અતથ્ય પણ નથી. જેમ વન્ધ્યાસુતને શ્યામ પણ ન કહી શકાય અને અવદાત પણ ન કહી શકાય તેમ આ બધી જ વસ્તુને તથ્ય કે અતથ્ય પણ ન કહી શકાય. આમ ક્રમે કરી બુદ્ધ શિષ્યોને તત્ત્વસ્પર્શી માર્ગે લાવે છે. મ૦ ૧૮.૬

પ્રતીત્યસમુત્પાદ વિષે થોડી વધારે ચર્ચા કરવી જરૂરી છે. નાગાર્જુને પ્રતીત્યસમુત્પાદ માટે પ્રારંભમાં જ નિષેધપરક આઠ વિશેષણો આપ્યાં છે—

अनिरोधमनुत्पादमनुच्छेदमशाश्वतम् ।
अनेकार्थमनानार्थमनागममनिर्गमम् ।।
यः प्रतीत्यसमुत्पादं.......... । મ૦ ૧.૧,૨,

આ આઠેય નિષેધપરક વિશેષણો એવાં છે જેમાં દાર્શનિક મૌલિક વિવિધ માન્યતાઓ અને કલ્પનાઓનો સંગ્રહ થઈ જાય છે. તે કહે છે— વસ્તુ ઉત્પન્ન નથી, વિનષ્ટ નથી; તેનો ઉચ્છેદ નથી, તે શાશ્વત નથી; તે અભિન્ન નથી. ભિન્ન નથી, તેનો આગમ નથી અને નિર્ગમ પણ નથી.

ચન્દ્રકીર્તિએ સ્પષ્ટીકરણ કર્યું છે કે પ્રથમ જો ઉત્પત્તિ જ નથી—એ જો નિશ્ચિત થાય તે બાકીના જે પ્રતિષેધો છે તેને સમજવામાં સરલતા પડશે. એટલે જ નાગાર્જુન સૌપ્રથમ ઉત્પત્તિની કલ્પનાનું નિરાકરણ કરે છે—

न स्वतो नापि परतो न द्वाभ्यां नाप्यहेतुतः ।
उत्पन्ना जातु विद्यन्ते भावाः क्वचन केचन ॥ મ૦ ૧.૩

સ્વતઃ ઉત્પત્તિ નિરર્થક જ ઠરે તેથી લાભ પણ શું? તે પોતે વિદ્યમાન છે જ, પછી ઉત્પન્ન થવાનો શો અર્થ? માટે સ્વતઃ ઉત્પત્તિ ઘટે નહિ. વળી તેમ માનવા જતાં અનવસ્થા પણ થાય.

પરથી પણ ઉત્પત્તિ થતી નથી. કારણ 'પર' એ સિદ્ધ જ નથી અને સિદ્ધ હોય તોપણ અપેક્ષિત એક સિવાયના બધા જ પર છે, તો તેથી જો ઉત્પત્તિ થતી હોય તો સંસારના સમગ્ર 'પર' જનક માનવા પડશે. બધું જ બધા પદાર્થોથી ઉત્પન્ન થાય છે એમ માનવું પડે, કારણ—

'तुल्यं परत्वमखिलेऽजनकेऽपि यस्मात् ।' મધ્યમકાવતાર ૬.૧૪.

અજનક મનાતા એવા બધા જ 'પર' રૂપે સમાન છે. તો બધા જ અજનકો 'પર' હોવાને કારણે જનક બની જશે

અને સ્વ અને પર એ બંનેથી પણ કાંઈ ઉત્પન્ન થઈ શકે નહિ, કારણ એ બંનેમાં દોષોનું દર્શન કરાવ્યું જ છે.

અહેતુથી પણ કાંઈ ઉત્પન્ન થાય નહિ. હેતુ ન હોય તો કાર્યકારણ એવો વિભાગ જ ન બને. વળી જો હેતુ વિના કશુંક ઉત્પન્ન થઈ શકતું હોય તો વંધ્યાપુત્ર, ગગનકુસુમ—એ બધું પણ ઉત્પન્ન થઈ જાય.

આમ વસ્તુનો ઉત્પાદ ઘટતો નથી. (મ૦ ૨૧.૧૨) અને જેનો ઉત્પાદ જ નથી તેના નિરોધની ચર્ચા જ વ્યર્થ છે. (મ૦ ૧.૧૧; ૭.૨૯)

આટલી ઉત્પાદની ચર્ચાથી નાગાર્જુનની દલીલો કેવી છે તે વિષે આપણે જાણી શકીએ છીએ.

આ શૂન્યવાદ વિષે દાર્શનિકોને ઘણું કહેવાનું છે પણ તે વિષે ફરી કોઈ વાર.

## સંદર્ભગ્રંથો

**નાગાર્જુન**—મધ્યમકશાસ્ત્ર, ચંદ્રકીર્તિકૃત ટીકા સાથે—વિગ્રહવ્યાવર્તિની, પ્ર૦ બૌદ્ધ સંસ્કૃત ગ્રંથાવલી—૧૦.

**આર્યદેવ**—ચતુઃશતક, આલોક પ્રકાશન, નાગપુર.

**શાંતિદેવ**—બોધિચર્યાવતાર અને શિક્ષાસમુચ્ચય, પ્ર૦ બૌદ્ધ સંસ્કૃત ગ્રંથાવલી—૧૧-૧૨.

**T. R. V. Murti**—The Central Philosophy of Buddhism, George Allen and Unwin, 1960.

**B. K. Matilal**—Epistemology, Logic and Grammar in Indian Philosophical Analysis—Mouton, 1971.

*

### દ્રવ્યના બદલામાં છોડવાનો નિષ્ફળ પ્રસ્તાવ : તરંગવતીનો વિલાપ

મેં પેલા ચોરને કહ્યું, 'કૌશાંબીનગરીના સાર્થવાહનો આ એકનો એક પુત્ર છે, અને હું ત્યાંના શ્રેષ્ઠીની પુત્રી છું. (૧૦૦૬). તારે જેટલાં મણિ, મુક્તા, સુવર્ણ કે પ્રવાલની ઇચ્છા હોય તેટલાં અમે તને અહીં રહ્યાં છતાં અપાવીશું. (૧૦૦૭). તમારો કોઈ માણસ અમારા લખેલા પત્ર લઈને બંનેને ઘરે જાય અને તમને દ્રવ્ય મળે તે પછી તમે અમને બંનેને છોડજો. (૧૦૦૮). એટલે તે ચોરે કહ્યું, 'અમારા સેનાપતિએ તમને બંનેને કાત્યાયનીના જાગ માટેનાં મહાપશુ ઠરાવ્યાં છે. (૧૦૦૯). તેને સ્થાપવાનું અમે ન આપીએ તો તે ભગવતી અમારા પર રૂઠે. એની કૃપાએ તો અમારી બધી કામના પૂરી થાય છે. (૧૦૧૦). કાત્યાયનીની કૃપાથી અમારા કામમાં સિદ્ધિ, યુદ્ધમાં વિજય અને બધી વાતનું સુખ થશે, એટલે અમે તમને છોડવાના નથી.' (૧૦૧૧). એ સાંભળીને તથા ગરદન અને હાથને પીઠ તરફ વાળીને બાંધવાને કારણે પ્રિયતમના શરીરને મરડેલું જોઈને હું વધુ જોરથી રુદન કરવા લાગી. (૧૦૧૨). હે ગૃહસ્વામિની, પ્રિયતમના ગુણ અને પ્રેમાનુરાગરૂપી બેડીથી બંધાયેલી હું ત્યાં અતિ કરુણ રુદન કરતી, વિવર્ણ અને વિષણ્ણ બની રહી. (૧૦૧૩). હું લોકોના ચિત્તને ઉત્તપ્ત કરીને વ્યથિત કરતુ (?), બંદિનીઓને પણ આંસુ આવે તેવું કણસતું રુદન કરવા લાગી. (૧૦૧૪). આંસુથી ગાલ, અધરોષ્ઠ અને સ્તનપૃષ્ઠને ભીંજવતી હું પ્રિયતમને છોડાવવા માટે (?) લગાતાર રડી રહી. (૧૦૧૫). હે ગૃહસ્વામિની, કૂટતી પીટતી, વાળ ખેંચતી, હું ત્યાં ખાડાટેકરાવાળી ભોંય પર આળોટવા લાગી. (૧૦૧૬). 'જાણે કે સ્વપ્નમાં જોયો હોય તેમ તું ગુણવંતો મને પ્રાપ્ત થયો. તેથી કરીને(?) મને આ રુદન આવી પડ્યું' (૧૦૧૭) : હે ગૃહિણી, પ્રિયના આવી પડનારા દુઃસહ વિરહના શોકે ઘેરાયેલી હું એવાં એવાં કરુણ વચને વિલાપ કરવા લાગી. (૧૦૧૮).

### અકસ્માત પ્રોત્સાહક ગીતનું શ્રવણ

તે વેળાએ ત્યાં પીઠામાં બેઠેલા કેટલાક સુભટોએ શ્રવણોને સુખદ સુમધુર ગીતવાદિત્ર સાથે આ પ્રમાણે ગાયું (૧૦૧૯) :

આવી પડેલી આપત્તિની અવગણના કરીને સાહસકર્મ આદરનાર પુરુષને કાં તો વિપત્તિ મળે, કાં તો સિદ્ધિ મળે. (૧૦૨૦). પ્રવૃત્તિ આદરનાર પુરુષને કાં તો લક્ષ્મી પ્રાપ્ત થાય અથવા તો મરણ; પરંતુ પ્રવૃત્તિ શરૂ ન કરનારને મરણ તો અવશ્ય આવવાનું અને લક્ષ્મી પણ નહીં મળવાની. (૧૦૨૧). મૃત્યુ સૌકોઈને આવવું હોય છે, માટે પોતાનું પ્રિય તરત

सव्वस्स एइ मच्चू तूरह पियमप्पणो लहुं काउं ।
पुण्ण-मणोरह-तुट्ठस्स होइ मरणं पि किर सहलं ॥१०२२

न विसाओ कायव्वो सुट्ठु वि वसण-विमुहेण पुरिसेण ।
हंदि चइऊण पुणो खणेण पच्चामलइ(?) लच्छी ॥१०२३

विसम-दसमस्सिएण वि पुरिसेण विवण्ण-पुरिसकारेण ।
दुक्खं पि य विसहेउं पियाए समयं सुहं होइ ॥१०२४

❀

एवं सोऊण पिओ घरिणी गीयत्थ-चोइओ इणमो ।
भाणइ(?) य पीणसोणी सुण ताव वि पिए इमं वयणं ॥१०२५

पुव्व-कय-कम्म-निव्वत्तियस्स कंते निगूढ-मंतस्स ।
कसण-मिउ-दीह-केस(?) न पलाइउं सक्का ॥१०२६

किं वज्जेतो(?) वि पिए अवसो पावइ वसं कयंतस्स ।
नहु उज्जयं निवारेइ कोइ पहरेसु लिहक्कंतो ॥१०२७

नक्खत्त-चंद-गह-नायगस्स जइ ताव अमयगब्भस्स ।
चंदस्स एइ वसणं न(?) सोगो पायय-जणम्मि ॥१०२८

अप्प-कय-कम्म-विवाग(?)-खेत्त-दव्व-गुण-काल-संजुत्तो ।
सुह-दुक्खस्स विवागो नवरि निमित्तं परो होइ ॥१०२९

तं मा होहि विसण्णा सुंदरि सव्वेण जीव-लोयम्मि ।
सुह-दुक्ख-विसेस-करं न विहाणं लंघिउं सक्का ॥१०३०

❀

तो तत्थ अहं घरिणी पियस्स सण्णवण-वयण-गहियत्था ।
पिय-वयण-समासाइय-मउइय-सोया पुणो जाया ॥१०३१

अच्छामि रुण्ण-पिंडिय-वंदी-जण(?)-विमण-मण-विरुद्धा ।
बद्धा पयया मुद्धा पइणा समयं मिगी चेव ॥१०३२

काउं य तत्थ मज्झं कलुण-विलावाणियंसुवेगाओ ।
संभरिय-नियय-पक्खा चिरं पि रोयंति बंदीओ ॥१०३३

काओ सभाव-वच्छल-मउइय-हियया वसण-समुदयं अम्ह ।
दट्ठूण परुण्णाओ अणुकंपा-कंपियंगीओ ॥१०३४

❀

ओरुण्ण-लोयणाओ बंदीउ भणंति पच्छियं(?) कत्तो ।
किह [illegible] अणत्थ-कर सकर-हत्थं इमं पत्ता ॥१०३५

થાય તેમ કરવાની ઉતાવળ રાખો; પોતાના મનોરથ પૂરા થયાથી સંતુષ્ટ બનેલા માણસનું-મરણ સફળ કહેવાય છે (૧૦૨૨). અત્યંત સંકટગ્રસ્ત પુરુષે પણ વિષાદ પામવો નહીં. લો ! છોડીને ચાલી ગયેલી લક્ષ્મી ઘડીકમાં જ પાછી આવી મળે છે. (૧૦૨૩). જે વિષમ દશા ભોગવતો હોય અને જેનો પુરુષાર્થ નષ્ટ થયો હોય તેવા પુરુષને સહેવું પડતું દુઃખ પણ તેની પ્રિયતમાના સંગમાં સુખ બની જાય છે. (૧૦૨૪).

### કર્મફળની અનિવાર્યતા

હે ગૃહસ્વામિની, એ પ્રમાણે સાંભળીને મારો પ્રિયતમ એ ગીતના ભાવાર્થથી પ્રેરાઈને મને કહેવા લાગ્યો (૧૦૨૫). 'હે વિશાળ નિતંબવાળી પ્રિયા, તું મારાં આ વચનો પ્રત્યે ધ્યાન આપ : હે કાળા, સુંવાળા, લાંબા કેશકલાપવાળી પ્રિયા,° જેનું રહસ્ય નિગૂઢ છે તેવાં પૂર્વે કરેલાં કર્મોના પરિણામથી નાસી છૂટવું કોઈ રીતે શક્ય નથી.(૧૦૨૬). ગમે ત્યાં નાસી જનાર પણ, હે પ્રિયા, કૃતાંતને વશ અવશ્ય થાય છે; પ્રહારોથી સંતાવાનું કરનાર કોઈ પણ માણસ પ્રારબ્ધ કર્મફળને અટકાવી શકતો નથી. (૧૦૨૭). જો ગ્રહો અને નક્ષત્ર-વૃંદના સ્વામી અમૃતગર્ભ ચંદ્રને પણ આપત્તિ આવી પડતી હોય છે, તો પછી સામાન્ય માણસનો તો ક્યાં શોક કરવો ? (૧૦૨૮). પોતે જ કરેલાં કર્મનું પરિણામ ક્ષેત્ર, દ્રવ્ય, ગુણ અને કાળ પ્રમાણે, સુખદુઃખનાં ફળ રૂપે પ્રાપ્ત થાય છે, તેમાં બીજો કોઈ તો માત્ર નિમિત્ત બને છે. (૧૦૨૯). તો હે સુંદરી, તું વિષાદ ન ધર; આ જીવલોકમાં કોઈ કરતાં કોઈથી પણ સુખદુઃખ પ્રાપ્તિ કરાવનારું વિધિનું વિધાન ઓળંગી શકાતું નથી.' (૧૦૩૦).

આમ, હે ગૃહસ્વામિની, એ દશામાં પ્રિયતમના સમજાવટનાં વચનોનો મર્મ પામીને, એ પ્રિય વચનોથી પ્રાપ્ત થયેલા આશ્વાસને કરીને મારો શોક હળવો થયો. (૧૦૩૧).

### સમભાવી બંદિનીઓ આગળ વીતક કથાનું વર્ણન

મારા રુદનથી ત્યાં એકઠી થયેલી બંદિનીઓ અત્યંત ઉદ્વેગ પામી. પોતાના પતિની સાથે બંધન પામેલી સ્વભાવથી ભોળી(?) મૃગલી જેવી મારી દશા હતી(?) (૧૦૩૨). મારો કરુણ વિલાપ સાંભળીને જેમનાં આંસુ ઉભરાઈ આવ્યાં છે તેવી તે બંદિનીઓ પોતપોતાનાં સ્વજનોને સાંભળીને ક્યાંય સુધી રુદન કરતી રહી. (૧૦૩૩). તેમાંની જે કેટલીક તેમના સ્વભાવગત વાત્સલ્યને લીધે સુકુમાર હૃદયવાળી હતી તે અમારા પર આવી પડેલું સંકટ જોઈને અનુકંપાથી અંગે કંપિત થતી ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી. (૧૦૩૪). રડેલાં નેત્રે તે બંદિનીઓ પૂછવા લાગી, તમે ક્યાંથી, કઈ રીતે આ અનર્થના ઘર સમા ચોરોના હાથમાં આવી પડ્યાં ? (૧૦૩૫). એટલે હે ગૃહસ્વામિની, તે ચક્રવાક તરીકેના ભવનો સુખોપભોગ,

तं चक्कवाय-जाइं सुहोदयं मज्जणं च हत्थिस्स ।
वाहेण चक्कवाओ वहिओ जह हं अणुमया य ॥१०३६

जह य पुणो आयाया माणुस-भावम्मि वच्छ-नयरीए ।
जह तत्थ एक्कमेक्को नाओ चित्तोवदेसेणं ॥१०३७

जह जाइया न दिण्णा अहयं जह पेसिया य पिय-वसहिं ।
चेडी सारसिया मे जह य पलायाणि नावाए ॥१०३८

भागीरहीए पुलिणे जहा य गहियाइं तेहिं चोरेहिं ।
तं सव्वं रोयंती घरिणी साहेमि बंदीणं ॥१०३९

❀

एयं सोऊण महं सो चोरो निग्गओ पडालीओ ।
कुणइ अणुकंपमाणो ऊसासिय-बंधणं रमणं ॥१०४०

अह ताओ करमरीओ निब्भच्छिय-तज्जिया तहिं तेण ।
मेघारुंजिय-भीय व्व मय-वहूओ पलाणाओ ॥१०४१

तासु य गयासु तो भणइ पिययमं तक्करो सणीयाय (?) ।
मा भाहीय अहं ते मरणाओ अह विमोइस्सं ॥१०४२

सव्व-त्थामेण सव्वहा वि पाणे य परिच्चइत्ताणं ।
पाण-परिरक्खणं मे काहं पाणे य दाऊणं ॥१०४३

एयं निसम्म वयणं तस्स मुहा निग्गयं तहिं अम्हं ।
मरणुत्तास-विणासो परिओसो उत्तमो जाओ ॥१०४४

अच्छहु अम्हाणं जीवियं ति तो जिणवरे पणमिऊणं ।
पचक्खाणा कीरस्स(?) पारणा तस्स कासीय ॥१०४५

तो पत्त-पत्तलीए मंसं काऊण तक्करो अम्हे ।
जेमणमिणं ति भुंजह भणंतो दूरं खु गंतव्वं ॥१०४६

अम्हेहिं नेच्छियं तं अम्हाणं अणुइयं ति भणिऊण ।
उत्ताणय-करयल-संपुडेहिं उदयं तहिं पीयं ॥१०४७

❀

संपइ नट्ठ-पयावो रज्ज-परिभट्ठ-पत्थिवो चेवं ।
सूरो लंघिय-गयणो वलेज्ज पुण्णो मुइट्ठुं(?) ॥१०४८

संकुइय-पन्नगो व्व वच्छा सूयंति दिवस-निप्फेडा ।
वासंत-णेग-सउणया निय-निलउलत्तय(?)-बहुलया ॥१०४९

अह एवं अम्हाणं दियहो अइ-दीहंतो रुयंताणं ।
मरण-भय-वेविराणं घरिणि तहा सो अइक्कंतो ॥१०५०

હાથીનું સ્નાન, વ્યાધ વડે થયેલો ચક્રવાકનો વધ. કઈ રીતે અનુમરણ કર્યું, કઈ રીતે હું મનુષ્યભાવ પામીને વત્સનગરીમાં જન્મી, કઈ રીતે ચિત્ર દ્વારા અમે એકમેકની ઓળખ મેળવી, કઈ રીતે મારું માગું નાખ્યા છતાં મને ન દીધી, કઈ રીતે મેં મારી ચેટી સારસિકાને મારા પ્રિયતમને ઘરે મોકલી, કઈ રીતે અમે નાવમાં નાસી ગયાં અને કઈ રીતે ભાગીરથીના પુલિન પર એ ચોરોએ અમને પકડ્યાં—એ બધું જ મેં રડતાં રડતાં તે બંદિનીઓને કહી સંભળાવ્યું. (૧૦૩૬–૧૦૩૯).

## અનુકંપા પ્રગટતાં ચોરનું બંધનમુક્ત કરવા વચન

મારી એ કથની સાંભળીને પેલો ચોર પડાળીમાંથી બહાર આવ્યો અને અનુકંપાથી તેણે મારા પ્રિયતમના બંધન તે સરખો શ્વાસ લઈ શકે તેટલાં ઢીલાં કર્યાં. (૧૦૪૦).

પછી તેણે પેલી બંદિનીઓને ધુત્કારી–ધમકાવી, જેથી મેઘગર્જનાથી ભયભીત બનેલી હરણીઓની જેમ તેઓ ત્યાંથી પલાયન કરી ગઈ. (૧૦૪૧).

તેઓ ગઈ એટલે તે ચોરે ધીમે સ્વરે મારા પ્રિયતમને કહ્યું, 'તું ડરીશ નહીં, હું તને મોતમાંથી બચાવીશ. (૧૦૪૨). મારા સર્વ શક્તિથી, સર્વે ઉપાય અજમાવીને, મારો પ્રાણત્યાગ કરીને પણ હું તમારું પ્રાણરક્ષણ કરીશ. તે માટે હું પ્રાણ આપવા પડશે તો પણ આપીશ'. (૧૦૪૩). તેના મોંમાંથી નીકળેલું આવું વચન સાંભળીને અમારો મરણનો સંત્રાસ નષ્ટ થઈ ગયો, અને અમને એકદમ શાતા થઈ. (૧૦૪૪). અમારું જીવિત કુશળ રહો એ ભાવ સાથે અમે જિનવરોને વંદન કરીને, લીધેલા પ્રત્યાખ્યાનનું પારણું કર્યું. (૧૦૪૫)—તે વેળા પાદડાંની પતરાવળીમાં માંસ લઈને, 'આ તમારે માટેનું જમવાનું છે, તો ખાઓ; આપણે ઘણે દૂર જવાનું છે' એમ તે ચોર કહેવા લાગ્યો. (૧૦૪૬). 'અમને એ ખપતું નથી' એમ કહીને અમે તે લીધું નહીં, પણ ખોબો ઊંચો કરીને અમે તે વેળા પાણી પીધું. (૧૦૪૭).

## નિશાનું આગમન

તેટલામાં રાજ્યભ્રષ્ટ રાજાની જેમ જેનો પ્રતાપ નષ્ટ થયો છે તેવો સૂર્ય ગગન પાર કરીને......(૧૦૪૮). દિવસ આથમતાં, વૃક્ષોનાં પાન સંકોચાયાં; તેમના માળામાં અનેક પક્ષીઓ પાછાં ફરીને કલરવ કરવા લાગ્યાં(?) (૧૦૪૯). હે ગૃહસ્વામિની, મરણભયે ધ્રૂજતાં એવાં અમારો એ અતિશય લાંબો દિવસ રડતાં રડતાં એ રીતે વીત્યો. (૧૦૫૦).

अह तिमिर-निवह-सामा संपत्ता जीव लोग-निस्सा ।
कोसिय-पिय-नेवत्ती(?) गयण-तल-पसाहिया रत्ती ॥१०५१

सायर-कय-विद्धो-वियासो(?) जणस्स उट्ठेइ ।
नह-संचारिम-तिलओ कुंद-कुसुम-पंडुरो चंदो ॥१०५२

उक्कुट्ठि-हसिय-छालिय(?)-पडु-पडह-निनाय-गीय-सद्दाला ।
पल्ली मत्त-पणच्चिर-चोरेक्क-रस-जणा जाया ॥१०५३

तो जेमण-वक्खित्ते जणम्मि सो तक्करो पियं मुयइ ।
भणइ य मा भाहि तुमं एह अहं ते पलाएमि ॥१०५४

तो तेण नीणिया मो सउतायं(?)केणई अ-नज्जंता ।
विजय-द्दारेणम्हे पल्लिवती-गेह-रूरेण(?) ॥१०५५

रुदत्तणेण सुचिराहिं निग्गया समहियं तुरंता य ।
किच्छाहिं निग्गया मो कास-सर-कुडीर-मज्झेण ॥१०५६

तो तेण पुव्व-वाहिय-परिचिय-दार-विवर-मुणिय-परिमाणो ।
गहिओ निचट्ट-सुहिओ अडवी-सीमंतओ पंथो ॥१०५७

तो तत्थ निरिक्खंतो पुरओ पासेहि मग्गओ य पुणो ।
वहुसो य निसामंतो अद्धाणय-चिट्ठिओ सद्दं ॥१०५८

गहियावरण-पहरणो उप्पीलिय-घणिय-बद्ध सण्णाहो ।
वच्चइ पयद्धसाणो(?) पंथं मोत्तूण पासेणं ॥१०५९

भणइ जइ वहइ कोई पभाहि(?) तो तं इमेण पंथेण ।
जो ताव मरण-कामो चोरो होइहि वारेमि(?) ॥१०६०

*

गतूण चिरं तह उप्पहेण पंथं पुणो समोइण्णा ।
वोरेण वरेण समया संजाय-भएण तह निहुया ॥१०६१

पब्भज्जमाण-वण-सुक्क-पत्त-सद्दाणुकारिणो केइ ।
पक्खे पप्फोडंता पक्खी रुक्खाहि उड्डीणा ॥१०६२

वण-महिस-वग्घ-दीविय-तरच्छ-पुल्लीण तह बिरालाणं ।
सुणिमो सउण-गणाणं च तत्थ नाणाविहे सद्दे ॥१०६३

भवियव्वया अम्हं महाभए तत्थ वट्टमाणाणं ।
अणुलोमा आसि तया खेमा मिग-पक्खिणो सव्वे ॥१०६४

वणहत्थि-हत्थ-पल्हत्थियत्थ(?)-लुय-फल-किसलय-पवाले ।
गोडिय-विडवे विडिमे कत्थइ पासामि हं पडिए ॥१०६५

ગગનતળને શોભાવતી, તિમિરસમૂહે કાળી, જીવલોકના અવલંબન સમી ધૂવડને પ્રિય એવી રાત જીવલોક પર ઊતરી. (૧૦૫૧). સાગરનો વૃદ્ધિવિકાસ કરનારો, આકાશના ગતિમાન તિલક સમો, કુંદકુસુમ સમો, શ્વેત ચંદ્ર ઊગ્યો. (૧૦૫૨).

## બંધનમુક્તિ અને ચોરપલ્લીમાંથી પલાયન

ચોરપલ્લીમાં હાસ્યનો શોરબકોર, ધમધમતા ઢોલના નિનાદ ને ગીતના શબ્દ, તથા મદમત્ત બનીને નાચતા ચોરોના રંગરસ છવાઈ ગયા. (૧૦૫૩). તે વેળા જ્યારે લોકો જમવામાં રોકાયેલા હતા ત્યારે તે ચોરે મારા પ્રિયતમને છોડ્યો, અને તેને કહ્યું, 'તું ડરીશ નહીં, હવે હું તને નસાડવાનું કરું છું.' (૧૦૫૪). પછી તે કોઈને જાણ ન થાય તેમ અમને પલ્લીપતિના ઘરના વિજનદ્વારમાં થઈને લઈ ગયો. (૧૦૫૫). તે વિસ્તીર્ણ હોઈને અમને નીકળી જતાં ઘણી વાર લાગી. પછી ઘણી ઝડપથી ચાલતાં અમે બહુ મુશ્કેલીએ કાશ-તૃણના સાંઠાની(?) ઝૂંપડીઓમાંથી પસાર થયાં (૧૦૫૬). તે પછી તેણે જવા-આવવાથી પૂર્વપરિચિત, જાણીતા અંતરવાળો અને સુખે પાર કરી શકાય તેવો જંગલની સરહદે પહોંચતો માર્ગ લીધો. (૧૦૫૭). તે વેળા આગળપાછળ અને આજુબાજુ નિરીક્ષણ કરતો અને માર્ગ પર થોભીને અવાજોને સાંભળતો, આવરણ અને હથિયારથી સજ્જ અને બરાબર કચકચાવીને બખતર બાંધેલો તે ચોર મુખ્ય માર્ગ છોડીને આગળ વધતો હતો. (૧૦૫૮-૧૦૫૯). તેણે કહ્યું, 'જે જીવતો માણસ ચોરોના જાસૂસોને હાથે(!) મરવા ઇચ્છતો હોય તે આ રસ્તેથી પસાર થાય'. (૧૦૬૦) એટલે ઘણી વાર સુધી આડે માર્ગે ચાલીને પછી અમે તે ચોરને ભયભીત બનીને અનુસરતા, ચૂપચૂપ મુખ્ય માર્ગ પર આવ્યા. (૧૦૬૧).

## વન્ય માર્ગનો જોખમભર્યો પ્રવાસ

વનનાં સૂકાં પાંદડાં કચરાતાં થતા અવાજથી કેટલાક પક્ષીઓ પાંખ ફફડાવતાં, વૃક્ષો પરથી ઊડી ગયાં. (૧૦૬૨). જંગલી પાડા, વાઘ, દીપડા, જરખ અને સિંહના ચીત્કારો તથા ક્વચિત્ પંખીઓના અવાજો એમ વિચિત્ર શબ્દો અમે સાંભળતાં હતાં. (૧૦૬૩). ભારે ખતરા વચ્ચે હોવા છતાં અમને ભાવી અનુકૂળ લાગતું હતું, અને બધાં પશુપંખી કુશળકારક હતાં. (૧૦૬૪) ક્યાંક જંગલી હાથીની સૂંઢનાં પ્રહારે જેનાં ફળ, કૂંપળો ને ડાળીઓ [illegible] આવ્યાં. (૧૦૬૫).

एते अण्णे य बहू तत्थ अवत्थंतरे तरुमाणे(?) ।
ण पासमंता(?) तं कंतारंतरं तारिमो ॥१०६६

❀

अह भणइ तक्करो णेमि कंतारं ति मा हु भाइत्था ।
अह गामा अब्भासे वच्चह एत्तो अवरहुत्ता ॥१०६७
अहमवि गच्छामि उ(?) खमहि य जं सामियस्स आणाए ।
अण्णाणएण य मए बद्धा य हया य पल्लीए ॥१०६८
सरलं महुरं संगयं मियक्खरं भणइ तं सहीयंतो ।
अह तक्करं गुणकरं पिओ पियंतो व दिट्ठीए ॥१०६९
तुम्हे आणाकारी तुब्भे उवयार-कारिणो अम्हं ।
जं णे अवत्तवाणं(?) जीविय-दाणं इमं दिण्णं ॥१०७०
अत्ताणमसरणाणं अम्हाणं जीविए निरासाणं ।
उव्वद्धयाणं अम्हं छिण्णासाणं तुमे वीर ॥१०७१
अहयं वच्छपुरीए पुत्तो धणदेव-सत्थवाहस्स ।
नामं च पउमदेवो त्ति मज्झ जो को वि साहेज्ज ॥१०७२
भणिओ य एहि तहियं अत्थं दाहामु ते सुविउलं पि ।
सो भणइ ह(?) जाइ महं तत्तो गंतुं इतो गच्छं ॥१०७३
जइ होज्ज समावत्ती-गमणं मे तत्थ कारणेणं(?) ।
तो मा हु मं न दच्छिह एत्थ मए साविओ सि तुमं ॥१०७४
न हु सक्का पडिकाउं केणइ सव्वम्मि जीव-लोयम्मि ।
जिय-लोय-सव्व-सारं जीविय-दाणं पदेंतस्स ॥१०७५
अम्हं अणुग्गहत्थं नणु तुब्भेहि बहु-माण-पीइ-करो ।
आसण-परिग्गहो निग्गहेण कायव्वओ होइ ॥१०७६
सो भणइ एव भणिओ नणु हं धण्णो अणुग्गहियओ य ।
सव्वं च मे कयं एव होइ जं मे त्थ परितुट्ठा ॥१०७७
सो एवं जंपमाणो वच्चह तुब्भे त्ति भाणिऊणम्हे ।
वच्चइ उत्तरहुत्तो अम्हे वि गया अवरहुत्ता ॥१०७८

❀

निज्जिणप्फोड-विगलेन्तो(?) मोगेय-वाय-संरंभा ।
किच्छाहि उव्वहामो उप्पह-पहट्ठ-मिएणव(?) ॥१०७९
अतिवेगागय-गमणा घरिणी तण्हा-छुहा-किलंता हं ।
वायं(?) भय-परिसुक्कंठ-कंठ-जिब्भा परखलंती ॥१०८९

### ચોરની વિદાય : આભારદર્શન

આવા પ્રકારની અનેક વિવિધ પરિસ્થિતિઓ જોતાં જોતાં અમે તે જંગલ પસાર કર્યું. (૧૦૬૬). એટલે તે ચોર બોલ્યો, 'આપણે જંગલ પસાર કરી ગયાં, એટલે હવે તમે સહેજ પણ ડરશો નહીં. ગામો અહીં નજીકમાં જ છે. તમે અહીંથી આથમણી દિશા તરફ જાઓ. (૧૦૬૭). હું પણ પાછો ફરું છું. માલિકના હુકમથી મેં પલ્લીમાં તમને બાંધ્યાં અને માર્યાં તે માટે મને માફ કરશો.' (૧૦૬૮). એટલે ઉપકારી ચોર પ્રત્યે મિત્રભાવ પ્રગટ કરતાં, દૃષ્ટિથી જાણે કે તેને પીતા હોય તેમ, મારા પ્રિયતમે ગદ્‌ગદ સ્વરે તેને થોડાંક મધુર વચન આ પ્રમાણે કહ્યાં (૧૦૬૯): 'તમે તમારા માલિકના આજ્ઞાકારી છો; પણ અમારા તો તમે ઉપકારક છો, કેમ કે હે વીર, અત્રાણ, અશરણ, બંધનમાં રહેલાં અને જીવવાની આશા છોડી દીધેલાં અને તદ્દન નિરાશ બનેલાં એવાં અમને તમે આ રીતે જીવતદાન દીધું. (૧૦૭૦-૧૦૭૧). હું વસપુરીના ધનદેવ સાર્થવાહનો પુત્ર છું. મારું નામ પદ્મદેવ છે. તારા કહેવાથી જે કોઈ ત્યાં આવીને મને મળશે તેને તારા માટે હું પુષ્કળ દ્રવ્ય આપીશ. તું મને આ પ્રમાણે વચન આપ તો જ હું જઉં. (૧૦૭૨-૧૦૭૩). વળી કોઈ કારણે તમારું ત્યાં આવવાનું થાય, તો તમને સોગંદ છે કે તમારા દર્શન ન થાય એવું ન બને. (૧૦૭૪). જીવલોકના સર્વસારરૂપ જીવતદાન દેનારનું ઋણ ચુકવવુ આ સમગ્ર જીવલોકમાં શક્ય નથી. (૧૦૭૫). અને બીજું, અમારા પ્રત્યેના તમારા આદર અને પ્રેમને કારણે, અમારા પર અનુગ્રહ કરીને તમારે સ્થાન-પરિગ્રહનો સંયમ પાળવો પડશે.' (૧૦૭૬). આ પ્રમાણે કહેવામાં આવતાં તે બોલ્યો, 'હું ખરેખર ધન્ય અને અનુગૃહીત થયો છું. તમે મારા પર પૂરા પ્રસન્ન છો તેમાં જ તમે મારું બધું કર્યું છે.' (૧૦૭૭). એ પ્રમાણે બોલીને, 'હવે તમે જાઓ' એમ કહીને તે ઉત્તર તરફ વળી ગયો, અને અમે પણ પશ્ચિમ તરફ ચાલવા લાગ્યાં. (૧૦૭૮).

### વસતી તરફ પ્રયાણ

પગ ફાટી જતાં, વ્રણમાંથી વહેતા લોહી સાથે આડવાટે અમે મહા મુશીબતે આગળ વધી રહ્યાં હતાં. (૧૦૭૯). બહુ ઝડપથી ચાલવાને લીધે હું ભૂખ અને તરસથી થાકીને લોથ થઈ ગઈ. શ્રમથી (?) અને બીકથી મારું ગળું અને હોઠ સુકાઈ ગયાં અને હું લથડવા



લાગી. (૧૦૮૦). ચાલવાને અશક્ત બનેલી એવી મને મારા પ્રિયતમે પીઠ પર ઊંચકી લેવા

अचयंती गंतुं जे पीढम्मि निवेसिउं पिओ महइ ।
तो तं परिहरमाणी बला वि पाएहिं वच्चामि ॥१०८१

अह मं अणुपालंतो भणइ पिओ सणिययं पि वच्चामो ।
पेच्छह ताव मयच्छी पविरल-कट्ठ-वणुद्देसं ॥१०८२

गोउल-पयार-मलिया पविरल-तण-गहण-गोमया य पुणो ।
साहंति वियाण-भूमी गामब्भासं भयं मुंच ॥१०८३

नट्ठं झत्ति भयं मे तुट्ठी य समुट्ठिया महं घरिणि ।
लोगस्स मायरो त्थं(?) दट्ठूणं ता[उ] गावीओ ॥१०८४

*

असण-कय-कण्णपूरे [य] पेच्छिए लट्ठियाहिं खेलंते ।
दुद्धोतप्पिय-वाले(?) बाले गोयालए तत्थ ॥१०८५

अह तेहिं पुच्छिया मो कत्तो उम्मग्गएण एह त्ति ।
तो भणइ अज्जपुत्तो वयंस पंथो पणट्ठो णे ॥१०८६

किंनामओ जणवओ इणमो किंनामयं च नगरं ति ।
किंनामओ च्च गामो केत्तिय-मेत्ते इओ होइ ॥१०८७

ते बेंति गामओ णे आसण्णे एस खायगं नाम ।
सेसं तु न जाणामो वण-विवर-विवड्ढिया अम्हे ॥१०८८

गंतूण य तो अम्हे कमेण हल-विलिहियं गया भूमिं ।
अह मं पुणो वि पिययमो इमाणि वयणाणि भाणीय ॥१०८९

वण-पण्ण-लावियाओ वरोरू पेच्छाहि गाम-जुवतीओ ।
पण्णुच्छंग-पदंसिय-थिर-पिंजर-पीवरोरूओ ॥१०९०

एयाणि य अण्णाणि य तत्थ पिओ मे पियाइं जंपंतो ।
सोग-परिस्सम-वक्खेव-कारणत्थं पदंसेइ ॥१०९१

अच्छोदग-पडहत्थं मच्छ-घरं फुडिय-कुमुय-पपूरियं ।
गामस्स तं तलायं नच्चासण्णं समणुपत्ता ॥१०९२

अच्छं फलिह-सरिच्छं फुडिय-कुमुय-गंधियं भय-विमुक्का ।
पाणीहिं पाणियं से(?) गाम-तलाए तहिं पीयं ॥१०९३

(तत्थ) अवगाहिऊण सलिले सीयल-जल-वाय-वीजियगा ।
विस्संता भय-मुक्का घरिणी गच्छाम तं गामं ॥१०९४

*

ચાહ્યું, પરંતુ તેથી બચવા હું પરાણે પગાણ પગે ચાલવા લાગી. (૧૦૮૧). મારી સારસંભાળ કરતાં મારા પ્રિયતમે કહ્યું, 'આપણે આસ્તે આસ્તે જઈએ. હે મૃગાક્ષી, તું ઘડીક આ ક્વચિત અહીં તહીં પડેલાં લાકડાં વાળા વનપ્રદેશ તરફ દૃષ્ટિ કર. (૧૦૮૨). ગાયોની અવરજવરથી કચરાયેલાં અને આછાં તૃણ અને છાણવાળાં ગોચરો પરથી જણાય છે કે ગામ નજીકમાં જ છે, તો તું ડર તજી દે'. (૧૦૮૩). એટલે હે ગૃહસ્વામિની, લોકમાતા સમી ગાયોને જોતાં મારો ડર એકદમ દૂર થયો અને મને અત્યંત પ્રસન્નતા થઈ (૧૦૮૪).

## ક્ષાયક ગામમાં આગમન

ત્યાં તો અસનપુષ્પોનાં કર્ણપૂર પહેરેલાં, લાઠીથી ખેલતાં, દૂધે ચમકતા ગાલ (?) વાળા, ગોવાળના છોકરાઓ નજરે પડયા. (૧૦૮૫). તેમણે અમને પૂછ્યું, 'તમે આ આડે રસ્તે કયાંથી આવો છો?' એટલે આર્યપુત્રે કહ્યું, 'મિત્રો, અમે રસ્તો ભૂલ્યાં છીએ. (૧૦૮૬). આ પ્રદેશનું નામ શું છે? આ નગરનું નામ શું? કયા નામનું ગામ અહીંથી કેટલે દૂર હશે? (૧૦૮૭). તેમણે કહ્યું, 'પાસેના ગામનું નામ ક્ષાયક છે. પણ અમે વધુ કશું નથી જાણતા, અમે તો અહીં જંગલની સરહદમાં જ મોટા થયા છીએ.' (૧૦૮૮) પછી આગળ ચાલતાં ક્રમે કરીને અમે હળથી ખેડેલી ભૂમિ પાસે પહોંચ્યાં. એટલે પ્રિયતમે મને ફરીથી આ પ્રમાણે વચન કહ્યાં (૧૦૮૯), 'હે વરોરુ, વનનાં પાંદડાં ચૂંટી લાવતી આ ગ્રામીણ યુવતીઓ જો, પાંદડાંનો ખોળો ભરેલો હોઈને તેમનાં દૃઢ, રતાશ પડતાં, પુષ્ટ સાથળ ખુલ્લા દેખાય છે.' (૧૦૯૦). પ્રિય વચનો કહેતો મારો પ્રિયતમ, મારો શોક અને પરિશ્રમ ઓછો કરવા આ તેમ જ અન્ય વસ્તુઓ મને બતાવતો જતો હતો. (૧૦૯૧).

## ગામનું તળાવ

તે પછી થોડે દૂર જતાં અમે ગામના તળાવ પાસે જઈ પહોંચ્યાં. તે સ્વચ્છ જળે ભરેલું હતું, અંદર પુષ્કળ માછલીઓ હતી. ચોતરફ કમળોનાં ઝૂંડ વિકસ્યાં હતાં. (૧૦૯૩). તે ગામના તળાવમાંથી અમે સ્વચ્છ, વિકસિત કમળની સુગંધવાળું પાણી ભયમુક્ત મને ખોબે ખોબે પીધું. (૧૦૯૩). હે ગૃહસ્વામિની, પછી પાણીમાં નાહીને, જળથી શીતળ બનેલા અને પવનથી વીંજણો નખાતા અંગે, ભયમુક્ત બનેલાં અમે તે ગામમાં પ્રવેશ્યાં. (૧૦૯૪).

दीसंती वोद्रहीओ स-वलय-बाहु-परिणद्धकं-ठेहिं ।
कडि-तड-निवेसिएहिं कुडेहिं उदगं ओवहंती ॥१०९५

चिंतेमि किं नु विहियं कुडेहिं जं जुवति-सोणि-कडएसु ।
स-वलय-भुओवगूढा जह पिय-पुरिस व्व अच्छंति ॥१०९६

ताओ वि विम्हय-वियाणिएहिं अच्छीहिं णं अविस्सामं ।
पेच्छणह(?) विम्हियाओ चिरं पि घोलायमाणीओ ॥१०९७

तो गामं वर-वति-महिलियाहिं तुंब-वियड-त्थणीहिं तयं ।
रूढाहिं(?) समवगूढं तह पत्तामो दुयग्गा वि ॥१०९८

अम्हे लद्धत्तण-विम्हएण अच्छीहिं अमुयमाणीहिं ।
अण्णोण्ण-रहस-पेल्लण-पसंगओ गाम-तरुणीहिं ।१०९९

भग्गा तत्थ वईओ कत्थ व कडकडकडस्स किडिका वि ।
तरुणीहिं पेच्छियव्वय-अण्णाण्ण-अहिजिणंतीहिं ॥११००

वइ-भंजण-सद्देण य थेरा हिं(?) उव्विग्गया[गया] रत्थं ।
भुकुभुकुभुकंति कत्थ य उद्ध-मुहा पिंडिया सुणहा ॥११०१

अतिरेग-सिढिल-वलयाओ पंडु-मइल-दुब्बलंगीओ ।
ज़र-वाहिया वि पेच्छंति का वि पमया तहिं अम्हे ॥११०२

मसिण-पडु-पारग-नियंसणाहिं कडि-गहिय-चेडरूवाहिं ।
घर-निग्गयाहिं घरिणी गहवई-घरिणीहिं मो दिट्ठा ॥११०३

अणुमाणिंदिय-गेज्झे तत्थ अवत्थंतरे वहू अम्हे ।
वज्जंता पेच्छंता रच्छा य अइच्छिया सणियं ॥११०४

❀

वण-गमण-चलण-वणिया तण्हं च छुहं समं च अगणंती ।
जीएव्वय-लोभिल्ला कहिण्णा(?) तइं अडविं ॥११०५

नट्ठ-भया अत्थि गइ त्ति गत्त-चलण-वियणा-मसिण-गामा(?) ।
ताहे परिस्समं हं चिंतीय छुहं च तण्हं च ॥११०६

तत्थ य वेमि पिययमं पहियत्तण-कारणेण निद्दोसं ।
कत्थइ छुहावहारं आहारं तो गवेसामो ॥११०७

तो मं वेइ पिययमो तक्कर-परिमुट्ठ-मोल्ल-सव्वस्सा ।
कहिं परस्स घरं अणज्जमाणा पविस्सामो ॥११०८

वसण-परिपीडिएण वि कुल-माणमणूणगं वहंतेण ।
देहि त्ति कलुण-भावेण दुक्खमुवत्थाइउं(?) लोए ॥११०९

## ઉત્સુક ગ્રામીણ તરુણીઓ

ત્યાં ઘડાને કાંઠે બલોયાંવાળો હાથ વીંટાળીને તે ઘડાને કટિપ્રદેશ પર રાખીને પાણી વહી લાવતી જુવાનડીઓને અમે જોઈ (૧૦૯૫). મને થયું, આ ઘડાઓએ શું પુણ્ય કર્યું હશે કે પ્રિયતમની જેમ યુવતીઓ તેમને કટિતટે રાખીને બલોયાંવાળા ભુજાઓ વડે આલિંગન દે છે? (૧૦૯૬). તેઓ પણ વિરમી થઈને, વિસ્મિયથી પહોળાં થયેલાં નેત્રે, ફરી ફરીને, અવિરતપણે ક્યાંય સુધી અમને જોઈ રહી. (૧૦૯૭). તૂંબડાં રૂપી વિપુલ સ્તનવાળી, સરસ પ્રૌઢ વાડા રૂપી મહિલાઓથી આલિંગિત તે ગામમાં અમે બંને પહોંચ્યાં. (૧૦૯૮). અમારા સૌંદર્યથી વિસ્મિત થયેલી, અમને આંખથી અળગાં ન કરતી, ઉતાવળના જુસ્સામાં એકબીજીને ધકેલતી તે ગ્રામતરુણીઓએ કેટલેક સ્થળે તો જોણું જોવાની એકબીજા સાથેની ચડસાચડસીમાં, વાડાને કડકડાટ કરતી તોડી પાડી. (૧૦૯૯–૧૧૦૦).

વાડો ભાંગવાના અવાજથી વૃદ્ધો ચિંતાતુર બનીને બહાર રસ્તા પર નીકળી આવ્યા. કેટલીક જગ્યાએ કૂતરાઓ ટોળે મળીને ઊંચું મોઢું કરી ભસતા હતા. (૧૧૦૧). અતિશય ઢીલાં બલોયાંવાળી, ફીકા મેલા ને દૂબળા દેહવાળી, ઘરડી તેમ જ માંદી સ્ત્રીઓ પણ અમને જોવા નીકળી હતી. (૧૧૦૨) હે ગૃહસ્વામિની, સુંવાળી, ઊંચા કાપડની ઓઢણી ઓઢેલી, કેડ પર છોકરાં લઈ ઘર બહાર નીકળી આવીને ગૃહસ્થની સ્ત્રીઓ પણ, અમને જોતી હતી. (૧૧૦૩). એ રીતે અનેક પ્રકારની પરિસ્થિતિઓનું અટકળે ગ્રહણ કરતાં, ચાલતાં ચાલતાં બધું જોતાં અમે તે માર્ગ પસાર કર્યો. (૧૧૦૪).

## આહારની તપાસ

વનની કેડીએ ચાલવાથી જેના પગમાં છાલાં પડી ગયાં છે તેવી હું જીવતા રહેવાની ઝંખનામાં ભૂખતરસ અને થાકને ન ગણતી, જ્યારે જંગલને પાર કરી ગઈ, ત્યારે હવે ભયમુક્ત થઈ હોવાથી, અને બચી જવાનો માર્ગ મોકળો થયો હોવાથી મને પગ અને અન્ય ગાત્રોની પીડાનું, થાકનું અને ભૂખતરસનું ભાન થયું. (૧૧૦૫–૧૧૦૬). આથી મેં પ્રિયતમને કહ્યું, 'આપણે હવે ભૂખ શમે તેવા પથ્ય અને નિર્દોષ આહારની ક્યાંક તપાસ કરીએ.' (૧૧૦૭). એટલે પ્રિયતમે મને કહ્યું, 'ચોરોએ આપણું સર્વસ્વ આંચકી લીધું છે; તો અજાણ્યા ને પારકા ઘરમાં આપણે શી રીતે પ્રવેશ કરી શકીએ? (૧૧૦૮). કુલીનપણાના અતિશય અભિમાનીને માટે, તે સંકટગ્રસ્ત હોય ત્યારે પણ કરુણભાવે 'મને કાંઈક આપો' એમ કહેતાં, લોકોની પાસે જવું ઘણું મુશ્કેલ હોય છે. (૧૧૦૯). હે માનિની, લજ્જાકારી, માનવિનાશક, અપમાનજનક, હલકા પાડનારી યાચના હું કેમ કરીને કરું? (૧૧૧૦). દ્રવ્ય ગુમાવ્યાથી અસહાય બનેલો, એકલો પડી ગયેલો (?), અને અત્યંત

लज्जावणयं माण-पडिसामगं परिभवस्स जं मूलं ।
कत्थ लहुत्तण-करगं माणिणि पणयं अहं काहं ॥१११०

अत्थ-परिहीण-विगलो कओ वराक-सत्थ-मुहम्मि(?)विजणम्मि ।
सुट्ठु वि किलिस्समाणो हवइ न पणई-परो सुयणो ॥११११

मं(?) पणएण धट्ठा दीण-वयण-जंपणेसु कय-निग्गमा ।
जिब्भा असब्भ-रहिया देहि त्ति न पच्चला वोत्तुं ॥१११२

... ... ... सव्वं माणमणग्घयं पमोत्तूणं ।
तुब्भत्थे नत्थि महं किंचि अकायव्वयं नाम ॥१११३

वीसम ताव मुहुत्तं च्छामुह-भूसणम्मि एयम्मि ।
देवकुलम्मि विलासिणि ता काहं भत्त-वित्तंते ॥१११४

❀

छण-दिवसेच्छण-संपिंडियस्स पामर-जुवाण-सत्थस्स ।
विविह-कहाणं ठाणं चउम्मुहं चउत्थंभं ॥१११५

तत्थ य पहियावसहं समागमुप्पायगं गहवईणं ।
गामेल्ल-चेड-मोहण-घरं व सीया-घरं पत्ता ॥१११६

नमिऊण सव्व-सम्मंतीए(?) लोयम्मि विस्सुय-जसाए ।
दसरह-सुण्हाए......एगपत्तीए सीयाए ॥१११७

हरिओसारिय-सुद्धम्मि भूमि-भागम्मि तो दुयग्गा वि ।
तत्थ निसण्णा सालि-कणिसे व्व पव्वे वित्तम्मि(?) ॥१११८

पस्सामो य जुयाणं सव्वावत्तय-विसुद्ध-गत्तोणं ।
सिंधव-कुले निवत्तोण अस्स-पत्तोण आयंतं ॥१११९

पडिसणह-धवल-खोमय-कुप्पासग-खोम[य]-चलणिय-समयं ।
पुरओ तुरिय-पहाविय-तडवडिर-वीर परिवारं ॥११२०

नागर-तरुणो त्ति अहं म(?) लज्जिऊण य परस्सही(?) जाया ।
सीयाघरस्स कोणे अट्टंस संसिया अच्छं ॥११२१

❀

अह सो कुम्मासहत्थी पयाहिणं देउलं करेमाणो ।
दट्ठूण अज्जपुत्तं हयाहिओ धाइओ सहसा ॥११२२

पडिओ य अज्जउत्तस्स तत्थ पाएसु सस्सर-परुण्णो ।
भणइ अह संति आसी तुम्हं गेहे चिरं कालं ॥११२३

કષ્ટ ભોગવતો હોવા છતાં પણ સજ્જન માગણ બનવાનું પસંદ નથી કરતો. (૧૧૧૧). યાચના કરવા ધૃષ્ટ બની દિન વચન બોલવાને સજ્જ થઈ, અસભ્યતાના ડરથી મુક્ત બની 'મને આપો' એવું બોલવા મારી જીભ સમર્થ નથી. (૧૧૧૨). એક અણમોલ માનના ભંગને બાદ કરતાં, બીજું એવું કશું નથી જે હું તારે માટે ન કરું. (૧૧૧૩). તો, હે વિલાસિની, તુ ઘડીક આ મહોલ્લાને નાકે શોભી રહેલા દેવળમાં વિસામો લે, તેટલામાં હું ભોજનનો કશોક પ્રબંધ કરું. (૧૧૧૪).

## સીતાદેવીના મંદિરમાં આશ્રય

અમે ઉત્સવદિનની ઉજવણી જોવા એકઠા થતા ખેડૂત જુવાનોનું વાતચીત કરવાનું સ્થાન, પ્રવાસીઓનું આશ્રયસ્થાન, ગૃહસ્થોનું મિલનસ્થાન અને ગ્રામીણ જુવાનડાઓનું સંકેતસ્થાન એવા ચાર સ્તંભ અને ચાર દ્વારવાળા ત્યાંના સીતાદેવીના મંદિરમાં જઈ પહોંચ્યાં. (૧૧૧૫–૧૧૧૬). લોકવિખ્યાત યશવાળી, સર્વની આદરણીય, દશરથની પુત્રવધૂ અને રામની પતિવ્રતા પત્ની સીતાદેવીને પ્રણામ કરીને અમે બંને લીલોતરીરહિત, શુદ્ધ ભોંય પર એક તરફ બેઠાં—પર્વ પૂરું થતાં વેરાયેલાં શાળનાં ઠૂંઠાંની જેમ (?). (૧૧૧૭–૧૧૧૮). તે વેળા અમે એક જુવાનને બધાં અંગોમાં સ્ફૂર્તિવાળા અને વિશુદ્ધ, સૈંધવ જાતના ઉત્તમ અશ્વ પર આરૂઢ થઈને આવતો જોયો. (૧૧૧૯), તેણે અત્યંત ઝીણા અને શ્વેત ક્ષોમનું પહેરણ અને ક્ષોમનું કટિવસ્ત્ર પહેર્યાં હતાં. તેની આગળ ઝડપથી દોડતા તરવરિયા સુભટોનો પરિવાર હતો. (૧૧૨૦). એ નગરવાસી તરુણને જોઈને લજ્જાવશ હું એ સીતામંદિરના એક ખૂણામાં એક અષ્ટકોણ સ્તંભને અઢેલી, સંકોચાઈને રહી. (૧૧૨૧).

### પ્રત્યાગમન

## શોધમાં નીકળેલા સ્વજન સાથે મિલન : ઘરે બનેલી ઘટનાઓ

પછી તે કુલ્માષહસ્તી નામે જુવાને દેવળની પ્રદક્ષિણા કરતાં કરતાં આર્યપુત્રને જોયા, અને એકાએક ઘોડા કરતાં પણ અધિક વેગે દોડીને મોટે સ્વરે રડતો રડતો તે આર્યપુત્રના પગે પડ્યો. પછી બોલ્યો, [illegible] (?) (૧૧૨૨–૧૧૨૩).

नाओ य अज्जपुत्तेण धणियमवगूहिओ य ।
[भणिओ य] किमागमणं ति देहि साहेहि मे सिग्घं ॥११२४

अवि कुसलं सत्थाहो अंबा भत्त-वग्गो य ।
× × × × × तो मुहुत्तागं ॥११२५

तत्थ विदिण्ण(?) निविट्ठो भूमितले साहए पियय्मस्स ।
वामकरंगुलि-निवहं दाहिण-हत्थेण घेत्तूण ॥११२६

सेट्ठि-भवणम्मि कण्णा गय त्ति अह निम्मले पहायम्मि ।
तो किर दासीयइ णे कहिओ मे पुव्व-संबंधो ॥११२७

रत्तिं च अवक्कमणं चोरिय-गमणं च सयण-पक्खस्स ।
कहियं जहानुभूयं सव्वं मे दास-चेडीए ॥११२८

भणिओ य सत्थवाहो घरमागंतूण सेट्ठिणा कल्लं ।
सत्थाह खमाहि महं जं सि कडुइओ मए कल्लं ॥११२९

मग्गिज्जउ मे जामाउओ लहुं एउ मा य वीहेउ ।
किं काहीइ उ पुत्तो विदेस-वासे पर-घरेसु ॥११३०

तुब्भं च पुव्व-जाइं सव्वं साहीय आणुपुव्वीए ।
सत्थाहस्स गहवई जह कहियं दास-चेडीए ॥११३१

तुब्भं च विप्पओगेण वच्छला पर-जणं रुयावेंती ।
रोच्छीय कलुण-सरयं सोग-भर-पेल्लिया अंबा ॥११३२

भरिया य वच्छ-नयरी तत्तो बहु-जण-परंपर-सुईए ।
सत्थाह-सुओ जाईसरो त्ति सेट्ठिस्स य सुय त्ति ॥११३३

तो सेट्ठि-सत्थवाहेहिं तत्थ देस-नगरागर-सएसु ।
संपेसिया मणुस्सा समंततो मग्गिउं तुब्भे ॥११३४

अहमवि पणासगं पेसिओ मि तुब्भे गवेसिउं कल्लं ।
अज्ज य पत्तो वि तहिं न य तत्थ सुणं पवित्तिं ते ॥११३५

चिंतेमि खीण-दव्वा धणिय-परद्धा कयावराहा य ।
पच्चंतासयंता(?) पुरिसा दुरहीय-विज्जा य ॥११३६

परिपुच्छिऊण निउणं तओ तहिं निरिक्खिउं इहमागओ ।
देवा य मे पसण्णा जं मे सफलो समो जाओ ॥११३७

तुब्भं च इमे दिण्णा सत्थाहेहिं समयं गहवतीहिं ।
लेहा स-हत्थ-[illegible] ॥११३८



❀

આર્યપુત્ર પણ તેને ઓળખ્યો, અને ગાઢ આલિંગન દઈને તેને પૂછ્યું, ‘અરે, તારે અહીં કેમ આવવાનું થયું તે મને જલદી કહે (૧૧૨૪). સાર્થવાહ, માતા અને સેવકો સૌ કુશળ તો છે ને?’ એટલે એક ઘડી......તે બાજુમાં ભોંય પર બેસી, પોતાના જમણા હાથમાં મારા પ્રિયતમના ડાબા હાથની આંગળીઓ પકડીને કહેવા લાગ્યો (૧૧૨૫-૧૧૨૬), ‘કન્યા નાસી ગઈ એમ જ્યારે શ્રેષ્ઠીના ઘરમાં નિર્મળ પ્રભાતકાળે જાણ થઈ, ત્યારે દાસીએ અમને તમારો પૂર્વસંબંધ જણાવ્યો. રાત્રીના નીકળીને ચોરીછૂપીથી તમારું પ્રયાણ વગેરે તે દાસીએ તમારા સંબંધીઓને જે પ્રમાણે પોતે જોયું હતું તે પ્રમાણે બધું જ કહ્યું. (૧૧૨૭–૧૧૨૮). પ્રભાતસમયે શ્રેષ્ઠીએ સાર્થવાહને ઘરે જઈને કહ્યું, ‘સાર્થવાહ, મેં ગઈ કાલે તારું મન કડવું કર્યું તે માટે મને ક્ષમા કર. (૧૧૨૯). મારા જમાઈની શોધ કરો. તે ડર ન રાખે અને જલદી પાછો આવે. તમારો પુત્ર પરદેશમાં અને પરઘરે રહીને શું કરશે?’ (૧૧૩૦). વળી તમારા પૂર્વજન્મનો જે વૃત્તાંત દાસીએ જે પ્રમાણે જણાવ્યો હતો તે બધો શ્રેષ્ઠીએ ક્રમશઃ સાર્થવાહને કહ્યો. (૧૧૩૧). તારી વત્સલ માતા તારા વિયોગમાં શોકાવેગે રુદન કરતી આસપાસનાને પણ રડાવી રહી. (૧૧૩૨). તેટલામાં તો સાર્થવાહના પુત્રને અને શ્રેષ્ઠીની પુત્રીને તેના પૂર્વજન્મનું સ્મરણ થયું છે એવી કર્ણોપકર્ણ પ્રસરેલી વાતથી આખી વત્સનગરી ભરાઈ ગઈ (૧૧૩૩). તે પછી શ્રેષ્ઠી અને સાર્થવાહે તમને ખોળવા માટે સેંકડો દેશ, નગર, ગામ વગેરે સ્થળોએ ચોતરફ માણસો મોકલ્યા. (૧૧૩૪). મને પણ ગઈ કાલે તમારી શોધમાં પ્રણાશક મોકલ્યો. આજે હું ત્યાં આવી પહોંચ્યો, પણ ત્યાં તમારા કશા સમાચાર મળ્યા નહીં. (૧૧૩૫). એટલે મેં વિચાર કર્યો કે પૈસે ઘસાઈ ગયેલા, અત્યંત પીડિતપતિત, અપરાધી અને કપટવિદ્યા વાળા લોકો સીમાવર્તી ગામમાં આશરો લઈને રહેતા હોય છે. (૧૧૩૬). આથી ત્યાં સર્વત્ર પૂછપરછ કરીને તપાસને માટે હું અહીં આવ્યો. મારા પર દેવોની કૃપા થઈ જેથી કરીને મારો શ્રમ સફળ થયો. (૧૧૩૭). સાર્થવાહે અને શ્રેષ્ઠીએ પોતાને હાથે લખેલા આ પત્રો તારે માટે આપ્યા છે’. એ પ્રમાણે કહીને તેણે પ્રણામપૂર્વક તે પત્રો ધર્યા. (૧૧૩૮).

अह पणमिऊण गहिया लेहा ते तत्थ अज्जपुत्तेण ।
संदिट्ठादिट्ठा य ततो निसामंतो (?) ॥११३९

उग्घाड-करेण य पिययमेण अणुवाइया सणिय-सणियं।
होज्ज हु रहस्स वयणं इह त्ति पच्छाययंतेण ॥११४०

तो ते पयास-लेहा गहियत्था तत्थ अज्जपुत्तेण ।
अह वाइया स-सद्द सुणावणत्थं पुणो मज्झ ॥११४१

रोस-वयणेहिं रहिया पसण्ण-विस्सास-सूयणा लिहिया ।
एह त्ति स-सवह-परा लेहत्था मे सुया दो त्रि ॥११४२

एवं सोऊण महं सो सोओ अवगओ य सयराहं ।
परितोस-पेसिएण य हिययं पुण्णं च हासेण ॥११४३

अइ निविड-बंध-अइरेग-पीडिए गाढ-विसमिए सूणे ।
हत्थे पियस्स दट्ठूण भणइ कुम्मासहत्थी सो ॥११४४

साहसु को भूयत्थो जं ते वर-हत्थि-हत्थ-संकासा ।
स-वणा य विसम-सूणा बाहा रिउ-मंथण समत्था ॥११४५

कहियं जहाणुभूयं तस्स लहुं चेव उत्तमं वसणं ।
अम्हेहिं जं कयं घरिणि तत्थ दुन्नि कुतं तुरिनहिं(?) ॥११४६

कुम्मासहत्थिएण य एयं सोऊण जेवणं अम्हं ।
तग्गाम-माणणिज्जे बंभण-कुलए समाढत्तं ॥११४७

तं तत्थ बंभण-कुलं उण्णय-वंभत्थलेणइगया मो ।
निव्वम्मि चेय लंबावियय-करग गल-मुयंत-जल-बिंदुं ॥११४८

कय-पाय-स्सोयाणं गोसाल-पंतहिं निविट्ठाणं ।
सुद्धोदगं च दिण्णं हत्थ-प्पक्खालणं अम्हं ॥११४९

(तह) निप्पण्ण-रसोइए सिद्ध-सरस-निद्धन्न-तोसिया अम्हे ।
अइरेग-रोयमाणं जिमिया अमयं व तं घरिणि ॥११५०

अह धोयं-हत्थ-मुहया अवणिय-उच्चिट्ठ-भायणा विक्का(?) ।
घय-मक्खिय-चलण-वणा अभिवाइय तं कुलं नीमो ॥११५१

❀

कय-पज्जंता संता अह आसं दो-वि समारूढा ।
कुम्मासहत्थि-भड-चडगरेण परिवारिया पविट्ठा ॥११५२

देसवयंस-भूयं सिरीए आवासयं गुण-समग्गं ।
नयरं पणासयं मो सोगस्स पणासयं पत्ता ॥११५३

नावाए उत्तिण्णा तत्थ नदिं तो पभूय-पाणीयं ।
तुंग-तड-कडय-विसमं गंगाए वयंसियं तमसं ॥११५४

## વડીલોનો સંદેશ : ભોજનવ્યવસ્થા

એટલે આર્યપુત્રે પ્રણામ કરીને તે પત્રો લીધા. તે ઉઘાડીને તેમાંના સંદેશ અને આદેશ તેણે ધીરે ધીરે, કશાંક રહસ્યવચન હોય તો તેમને ગુપ્ત રાખવા, મનમાં વાંચ્યા. (૧૧૩૯–૧૧૪૦). તે પછી તેમનું અર્થગ્રહણ કરીને આર્યપુત્રે મને સંભળાવવા તે પત્રો મોટેથી વાંચ્યા. (૧૧૪૧). અંતે પત્રમાં લખેલો રોષવચન વગરનો, પ્રસન્નતા અને વિશ્વાસ સૂચવતો, 'પાછા આવી જાઓ' એમ શપથ સાથે કહેલો સંદેશો મેં સાંભળ્યો. (૧૧૪૨). એ સાંભળીને મારો શોક તુરત જ અદૃશ્ય થયો, અને સંતોષથી પ્રગટેલા હાસ્યે મારું હૃદય ભરી દીધું. (૧૧૪૩). તે વેળા, મારા પ્રિયતમના બાહુને તસતસતાં બંધનોથી અતિશય પીડા પામેલા, ઘણા વિકૃત બની ગયેલા અને સૂજી ગયેલા—એવી દશામાં જોઈને તે કુલ્માષહસ્તી બોલ્યો. (૧૧૪૪), 'સાચી વાત કહે, ગજવરની સૂંઢ સમા અને શત્રુનો નાશ કરવાને સમર્થ આ તારા બાહુઓ કેમ કરતાં વિકૃત, સૂજેલા અને ઘારાંવાળા થઈ ગયા છે?' (૧૧૪૫) એટલે અમે બંનેએ જે ભારે સંકટ ભોગવ્યું, જે મરણની ઘાંટી આવી અને જે કાંઈ કર્યું તે બધું યથાતથ તેને કહ્યું. (૧૧૪૬). એ સાંભળીને કુલ્માષહસ્તીએ તે ગામના આદરણીય બ્રાહ્મણ કુટુંબમાં અમારે માટે ભોજનની વ્યવસ્થા કરાવવા માંડી. (૧૧૪૭). ઊંચા સ્થાન પર રહેલા બ્રાહ્મણવાડામાં થઈને અમે તે બ્રાહ્મણના ઘરમાં પ્રવેશ કર્યો. છતમાંથી લટકાવેલા કળશના ગળામાંથી ત્યાં જળબિંદુ ટપકતાં હતાં. (૧૧૪૮). પગ ધોઈને અમે ગૌશાળાની નિકટમાં બેઠાં હાથ ધોવા માટે અમને શુદ્ધ જળ આપ્યું. (૧૧૪૯). રસોઈ તૈયાર હોઈને અમને સુપક્વ, સરસ, સ્નિગ્ધ અન્નથી તૃપ્ત કરવામાં આવ્યાં. હે ગૃહસ્વામિની, અમૃત સમો અત્યંત રુચિકર આહાર ત્યાં અમે લીધો. (૧૧૫૦). તે પછી હાથમોં ધોઈ, અજીઠાં વાસણ ખસેડી લઈ, પગે પડેલા ઊઝરડા પર ઘી ચોપડી, તે કુટુંબના લોકોને નમસ્કાર કરીને અમે ત્યાંથી નીકળ્યાં (૧૧૫૧).

## પ્રણાશકનગરમાં વિશ્રાંતિ

પછી અતિશય થાકેલાં અમે બંને ઘોડા પર સવાર થયાં. કુલ્માષહસ્તી અને તેના સુભટપરિવારથી વીંટળાઈને અમે તે પ્રદેશના આભૂષણરૂપ, લક્ષ્મીના નિવાસસમા, સમસ્ત ગુણવાળા, શોકવિનાશક પ્રણાશક નામના નગરમાં પહોંચ્યાં. (૧૧૫૨–૧૧૫૩). ત્યાં ગંગાની સખી સમી, ઊંચાં કોતરોને લીધે વિષમ કાંઠાવાળી, જળભરપૂર તમસા નદી અમે નૌકામાં બેસીને પાર કરી. (૧૧૫૪). ગંગા અને તમસાના

गंगा-तमस-समागम-पुंडक-चूडामणि विपणि-पुण्णं ।
पत्ता पणासयं मो ति-भाग-सेसम्मि दिवसम्मि ॥११५५

कुम्मासहत्थि-पेसिय-मणुस्स-संपाडिएण जाणेण ।
तत्थ पविट्ठा तुट्ठा मित्त-घरं अंति-वासिस्स ॥११५६

मज्जण-जेमण-समालहणाहिं पडिवग्गित्था तहिं सुट्ठु ।
पज्जत्त-लद्ध-निद्दा तं रत्तिं मो सुहं वुत्था ॥११५७

धोय-मुह-हत्थ-पाया अभिवाइय-देवया तहिं गोसे ।
सम-भय-खुहा-विमुक्का पुणो वि सेज्जासु अच्छामो ॥११५८

सुमुहुत्तकस्स तत्तो पिएण कुम्मासहत्थि-सहिएण ।
एमो त्ति कुल-घराणं कोसंबिं पेसिया लेहा ॥११५९

अब्भंगण-परिमंडण-अच्छायण-विविह-काय-सोक्खेहिं ।
पाणेहिं भोयणेहिं य पडिकीलंता तहिं वसिमो ॥११६०

वसिऊण केइ दिवसे ओहरिय-परिस्समा तहिं घरिणि ।
पडिलेह-लंभ-तुट्ठा कोसंबिं उस्सुया गंतुं ॥११६१

पंथ-परिव्वय-मेत्तं आणीयं तेहिं हिरण्णयं तत्तो ।
अच्छायणं च विविहं अह यंवायं(?) च रत्तं च ॥११६२

कोहावणग-सहस्सं दिण्णं मित्त-घर-चेडरूवाणं ।
खज्जग-मोल्लं ति मया महिलाहिं निवारयंतीहिं ॥११६३

लज्जीय तं पियमो दाउं पणय पडिसाहणे भीओ ।
पच्चुवगार-निमित्तं अप्पो दाउ त्ति काऊणं ॥११६४

❋

आमंतिया य अवयासिया य सव्वा मए महिलियाओ ।
मित्त-घरस्स य पुरिसा पिएण आमंतिया य मए ॥११६५

मित्त-घर-जणस्स तहिं जहारिहं महरिहं सुमरणत्थं ।
अच्छायणं च विविहं आमंतंताण मे दिण्णं ॥११६६

सव्वोसहि संजुत्तं गहियं ता तत्थ घरिणि पच्छयणं ।
पंथम्मि अणेग विहे जोगक्खेमे गणेंतेहि ॥११६७

जाती-जव-संपण्णं अह आसं पवर-लक्खण-समग्गं ।
आरूढो मे रमणो पवहण पट्ठीए सो मज्झ ॥११६८

सत्थाह-गहवती-पेसिएण बहुणा जणेण परिकिण्णो ।
कुम्मासहत्थिएण य समकं परिवार-सहिएण ॥११६९

[illegible]
पग्गिसा आउह-हत्था आरक्खा अम्ह आरुत्ता ॥११७०

સંગમ રૂપી તિલકસ્થાને શોભતા ચૂડામણિ સમા, હાટોથી સમૃદ્ધ એવા પ્રણ્શક નગરમાં દિવસનો ત્રીજો ભાગ બાકી રહ્યો હતો ત્યારે અમે પહોંચ્યાં. (૧૧૫૫). કુલ્માપહસ્તે મોકલેલા માણસે સંપડાવેલા વાહનમાં બેસીને અમે ત્યાં ભાગોળે રહેતા એક મિત્રના ઘરમાં સુખેથી પ્રવેશ કર્યો. (૧૧૫૬). ત્યાં સ્નાન, ભોજન, અંગલેપન આદિ બરાબર શુશ્રૂષા પામી, નિદ્રા લઈને અમે સુખપૂર્વક રાત ગાળી. (૧૧૫૭). સવારે હાથપગ અને મો ધોઈ, દેવતાને વંદન કરી, શ્રમ, ભય અને ભૂખથી મુક્ત બનેલાં એવાં અમે ફરી શયનમાં આરામ કર્યો. (૧૧૫૮). તે વેળા સારું મુહૂર્ત જોઈને, 'કુલ્માપહસ્તી સાથે અમે આવીએ છીએ' એ પ્રમાણે પ્રિયતમે અમારા ઘરે કૌશાંબી પત્ર પાઠવ્યા. (૧૧૫૯). અભ્યંગ, વસ્ત્રાભૂષણ, અન્ય વિવિધ શારીરિક સુખસગવડ અને ખાનપાનથી આનંદ કરતાં અમે ત્યાં રહ્યાં. (૧૧૬૦) હે ગૃહસ્વામિની, એ પ્રમાણે કેટલાક દિવસ ત્યાં નિવાસ કરી, થાક ઉતારી, પત્રનો પ્રત્યુત્તર આવતાં પ્રસન્નતા અનુભવતાં અમે કૌશાંબી જવાને ઉત્સુક બન્યાં. (૧૧૬૧). અમારે માટે વાટખરચી પૂરતું સોનું, અને વિવિધ વસ્ત્રો લાવવામાં આવ્યાં. (૧૧૬૨). તે મિત્રના ઘરની સ્ત્રીઓના નિવારવા છતાંયે મેં અમારા ભોજનપેટે તેમનાં છોકરાંઓના હાથમાં એક હજાર કર્પાપણ આપ્યા. (૧૧૬૩). સ્નેહનો અઘટિત પ્રત્યુત્તર વાળવાના ભયે પ્રિયતમને, તે આપતાં, 'ઉપકારના પ્રત્યુપકાર પેટે આપણે આ તો ઘણું અલ્પ આપીએ છીએ' એવી લાગણીથી લજ્જા આવતી હતી. (૧૧૬૪).

## પ્રણાશકમાંથી વિદાય

સૌ સ્ત્રીઓને ભેટીને મેં તેમની વિદાય લીધી. મિત્રના ઘરના સૌ પુરુષોની પણ પ્રિયતમે અને મેં વિદાય લીધી. (૧૧૬૫). વિદાય લેતી વેળા મિત્રના ઘરના લોકોને મેં યાદગીરી લેખે યથાયોગ્ય વિવિધ પ્રકારનાં કીમતી વસ્ત્રો ભેટ આપ્યાં. (૧૧૬૬). પછી ત્યાંથી અમે રસ્તાનાં જાતજાતનાં જોખમોની ગણતરી કરીને, હે ગૃહસ્વામિની, બધાં ઔષધો સહિત ભાતું સાથે લઈ લીધું. (૧૧૬૭). મારો પ્રિયતમ ઉત્તમ લક્ષણવાળા, જાતવાન અને વેગીલા અશ્વ પર સવાર થઈને મારા વાહનની પાછળ પાછળ આવતો હતો. (૧૧૬૮). સાર્થવાહ અને શ્રેષ્ઠીએ મોકલેલા કુલ્માપહસ્તી સહિતના કાફલાથી તે વીંટળાયેલો હતો. (૧૧૬૯). અનેક યુદ્ધોમાં ભાગ લઈ, પરાક્રમ કરીને જેમણે નામ રળ્યું છે અને જેમનો પ્રતાપ જાણીતો છે તેવા ... [illegible] ... રક્ષક તરીકે રહેલા હતા. (૧૧૭૦).

इड्ढि-समिद्धो-गुण-जाययं बहु-जणं करेमाणा ।
नीमो पणासकाओ बहु-विपणि-समिद्ध-वीहीओ ॥११७१

अप्प-च्छंद-सुहेण य गच्छंता तत्थ राय-मग्गम्मि ।
दीसंता अति दूरं जणेण दिट्ठी-सहस्सेण ॥११७२

मित्त घर-संतिएण य जणेण निद्धेण तत्थ अणुबद्धा ।
इड्ढीए अण्ण-जण-दुल्लहाए निहम्मिया बाहिं ॥११७३

ठवियं तु पवहणं सारहिणा वयणेण अज्जउत्तस्स ।
आरुहेइ यं पिओ वि तहिं तो सो संपत्थिओ तत्तो ॥११७४

पेच्छामि पाउहारीउ सालि-वण-मंडलाणि तुंगाणि ।
आमोय-मणहारे सभा-पवाओ य पेच्छंता ॥११७५

❀

विडि-पेहिर्ब च पंथे ओवरियंत्तोल(?) काम-वासारिं ।
समईच्छिया य सणियं पत्ता वासालिय-ग्गामं ॥११७६

पत्तल-विसाल-सालं सासय-गिरि-कूड-सण्णिहं तत्थ ।
पहिय-जण-विम्हय-करं वास-घरं पक्खि-संघाणं ॥११७७

वड-पायवं महल्लं पेच्छामो लट्ठयं ति काऊण ।
अह तत्थ अंति-वासी इमाणि वयणाणि भाणीय ॥११७८

निग्गंथ-धम्म-तित्थस्स देसओ सील-संवर-नियत्थो ।
छउमत्थो परिवुत्थो एत्थं किर वद्धमाण-जिणो ॥ ११७९

वासाआलम्मिहं जं आसी ओवत्थिओ महावीरो ।
वासालियं ति तो किर गामं संनिवसियं नाम ॥११८०

अमर-नर-जक्ख-रक्खस-गंधव्व-खयर-सहस्स-पणिवइओ ।
जिणवर भत्तीए इमो तो पूयं पावइ वडो त्ति ॥११८१

सोऊण तस्स एयं ओइण्णा पवहणा दुयग्गा वि ।
साहट्ठ-रोम-कूवा हासुस्सुय-माणसा अहियं ॥११८२

पच्चक्खं व जिणवरं मण्णंता उत्तमाए भत्तीए ।
सीसेण वंदमाणा वडस्स मूले निवइया मो ॥११८३

बेमि य णं पंजलिया तरुवर धण्णो सि तं कयत्थो य ।
जं ते इह छायाए अच्छीय जिणो महावीरो ॥११८४

अच्चेऊण वडं तं काऊण पयाहिणं च तिक्खुत्तो ।
पवहणमारूढा मो पुट्ठिं तुट्ठिं च वहमाणा ॥११८५

दट्ठूण वंदिऊण य नीसिहियं तत्थ वद्धमाणस्स ।
संवेग-जाय-हासा मण्णामि कयत्थमप्पाणं ॥११८६



❀

ઋદ્ધિ, સમૃદ્ધિ અને ગુણો વડે અનેક લોકોના ચાહના મેળવતાં અમે અનેક બગીચાથી સમૃદ્ધ વીથીઓવાળા પ્રણાશક ગામમાંથી પ્રયાણ કર્યું : નીરાંતે અને અમારી અનુકૂળતા પ્રમાણે રાજમાર્ગ પર થઈને જતા અમને હજારો લોકો દૂર દૂર સુધી જોઈ રહ્યા હતા. (૧૧૭૧–૧૧૭૨). મિત્રના ઘરના માણસો સ્નેહને લીધે અમને વળાવવા આવ્યા હતા. એ રીતે બીજાઓને માટે દુર્લભ એવા સ્વજનોથી અમે ગામની બહાર નીકળ્યાં. (૧૧૭૩). આર્યપુત્રના કહેવાથી સારથિએ વાહન ઊભું રાખ્યું, પ્રિયતમ પણ તેમાં ચઢી બેઠો અને વાહન પાછું ઊપડ્યું. (૧૧૭૪). સુગંધી, મન હરી લેતાં ઊંચી ઊંચી ડાંગરનાં ખેતરો ને ભથવારીઓ મારા જોવામાં આવી. ચોતરાઓ અને પરબો જોતાં જોતાં અમે જતાં હતાં.(૧૧૭૫).

## વાસાલિય ગામમાં આગમન

......અતિક્રમીને અમે ધીરે ધીરે વાસાલિય ગામ પહોંચ્યાં. (૧૧૭૬). ત્યાં અમે એક રમણીય, પ્રચંડ વટવૃક્ષ જોયું : વિસ્તૃત શાખાઓ અને પર્ણઘટાવાળું, મેરુપર્વતના શિખર સમું, પક્ષીગણોનું રહેઠાણ અને પ્રવાસીઓ માટે વિસ્મયકારક. તેની પડોશમાં રહેનારાએ અમને આ પ્રમાણે વાત કરી (૧૧૭૭–૧૧૭૮) : ‘કહેવાય છે કે નિર્ગ્રંથ ધર્મતીર્થના ઉપદેશક, શીલ અને સંવરથી સજ્જ વર્ધમાનજિન તેમની છદ્મસ્થ અવસ્થામાં અહીં વાસો રહ્યા હતા. (૧૧૭૯). મહાવીર અહીં વર્ષાકાળમાં વાસો રહેલા તેથી અહીં આ ‘વાસાલિય’ નામનું ગામ વસ્યું. (૧૧૮૦). દેવ, મનુષ્ય, યક્ષ, રાક્ષસ, ગાંધર્વ અને વિદ્યાધરોએ જેને વંદન કર્યાં છે તેવું આ વટવૃક્ષ જિનવરની ભક્તિને લીધે પૂજનીય બન્યું છે.’ (૧૧૮૧).

તેની આ વાત સાંભળીને અમે બન્ને વાહનમાંથી ઊતર્યાં. અત્યંત સહર્ષ અને ઉત્સુક નને, રોમાંચ અનુભવતાં, તે વડને પ્રત્યક્ષ જિનવર સમો ગણીને ઉત્તમ ભક્તિપૂર્વક મસ્તક નમાવીને અમે તેના મૂળ પાસે દંડવત પ્રણામ કર્યાં. (૧૧૮૨–૧૧૮૩). હાથ જોડીને હું બોલી, ‘હે તરુવર, તું ધન્ય છે, કૃતાર્થ છે કે તારી છાયામાં મહાવીર જિન રહ્યા હતા.’ (૧૧૮૪). વડની પૂજા અને ત્રણ વાર પ્રદક્ષિણા કરીને અમે પુષ્ટિ અને તુષ્ટિ ધરતાં વાહનમાં બેઠાં. (૧૧૮૫). વર્ધમાન જિનની એ નિસીદિયા ( = અલ્પાવધિ વાસસ્થાન)નાં દર્શન અને વંદન કરીને હર્ષ અને સંવેગ ધરતી હું મારી જાતને કૃતાર્થ માનવા લાગી. (૧૧૮૬).

तो तत्थ पिएण समं सोक्ख-गुणं कुलहरस्स माणंती ।
एगागिहत्थि-गामं अइच्छिया कालि-गामं च ॥११८७

वासाय अइगया मो नगरिं साहंजणिं जणाइण्णं ।
भवणेहि मेह-रुंभएहि... ... ...भारहिं ॥११८८

कविलास-तुंग-सिहरोवमम्मि नयरी-पमाणुण(?)-करम्मि ।
तत्थ निविट्ठा तुट्ठा मित्त-घरे अंति-वासिस्स ॥११८९

तत्थ य मज्जण-जेमण-उत्तम-सेज्जा-विहाण-कय-पूया ।
जेमाविय-सव्व-जणा पडियग्गिय-पवहण-वइल्ला ॥११९०

तत्थ सुहं चिय वुत्था कल्लं विच्छलिय-हत्थ-मुह-पाया ।
तं कुलमामंतेऊण निग्गया उग्गए सूरे ॥११९१

णाणा-विहग-गणाणं सद्देण य भमर-महुयरि-गणाणं ।
गुरुजण-मिहो-कहाहि य गयं पि पंथं न-याणामो ॥११९२

कुम्मासहत्थि-कहिए गाम-पुराराम-कित्तण-समूहे ।
पंथस्स य उद्देसे चेइय-रुक्खे य पेच्छामो ॥११९३

❀

अह हरिय-पत्त-सामं विस्सामं तत्थ पहिय-जूहाणं ।
रट्ठपह-चिंध-पट्टं भूमीए व पओहरं थोरं ॥११९४

कोसंबि-सीम-मउडं घण-निबिड-महल्ल-साल-वित्थरयं ।
सउण-गण-उत्थरंतं कुम्भास-वडं समणुपत्ता ॥११९५

निग्गलिय-धवल-जलहर-वियाण-लीला-विलंबकं तत्थ ।
वर-सुरभि-सरस-पुप्फोवयार-चिंचेल्लिय-पएसं ॥११९६

कय-वंदणमालीया-सोत्थिय विथिण्ण-पुण्ण-नव-कलसं ।
पढमं घरं गया मो सयण-परियणाकुलं रम्मं ॥११९७

आसण्ण-निद्ध-बंधव-अब्भरिहिय-मित्त-सत्थ-पच्चइया ।
कुम्मासवडे कोउय-सएहिं ण्हविया दुयग्गा वि ११९८

ण्हाया कय-पडिकम्मा पउग्ग-चिंचेल्लिया दुयग्गा वि ।
ससुर-कुलघरासण्णं नीया परितुट्ठ-मज्झ-गया ॥११९९

❀

अहमवि य जाण-सहणं(?)-वरगारूढा तय समणुगच्छं ।
तत्तो य निग्गयाहिं धाईहिं समं स-सारसिया ॥१२००

वरिसधर-थेर-मयहर-दासीजण-तरुण-चक्कवालेण ।
अणिज्जमाण-मग्गा पुरओ वच्चामि य पियस्स ॥१२०१

अण्णं सुवण्ण-वर-भंड-मंडियं तत्थ मे पिययमो वि ।
तुरग-वर-समारूढो स-वयंसो सो समन्नेइ ॥१२०२

એ પ્રમાણે તે વેળા મારા પ્રિયતમના સંગમાં જાણે કે પીયરનાં સુખશાતા માણતાં માણતાં મેં એકાકીહસ્તીગ્રામ અને કાલીગ્રામ પસાર કર્યાં. (૧૧૮૭). રાતવાસો રહેવા અમે શાખાંજની નગરીમાં પ્રવેશ કર્યો. એની વસતી ગીચ હતી, ભવનો વાદળોને રોકી રાખે તેવાં હતાં. (૧૧૮૮). ત્યાં અમે ભાગોળે રહેતા એક મિત્રના ઘરે ઉતારો કર્યો. તે કૈલાસના શિખર સમું ઊંચું, જાણે કે નગરીનો માનદંડ હોય તેવું હતું. (૧૧૮૯). ત્યાં સ્નાન, ભોજન, ઉત્તમ શય્યા વગેરે સગવડો વડે અમારો આદર કરવામાં આવ્યો. બધા માણસોને પણ જમાડવામાં આવ્યા અને વાહનના બળદોની પણ સારસંભાળ લેવાઈ. (૧૧૯૦), ત્યાં સુખે રાતવાસો કરી વળતે દિવસે સૂર્યોદય થતાં અમે હાથપગ અને મોં ધોઈને અને ઘરના લોકોની વિદાય લઈને આગળ ચાલ્યાં. (૧૧૯૧). જાતજાતનાં પંખીગણોના કલરવથી, ભ્રમરવૃંદના ગુંજારવથી અને વડીલો વિશેની પરસ્પર કહેવાતી વાતોથી અમને પંથ કેમ કપાયો તેની ખબર પણ ન પડી. (૧૧૯૨). કુલ્માષહસ્તી ગામો, નગરો, ઉદ્યાનો, કીર્તિસ્મારકો, ચૈત્યવૃક્ષો અને રસ્તાઓનાં નામ અમને કહેતો જતો હતો અને અમે તે સૌ જોતાં જતાં હતાં. (૧૧૯૩).

### કૌશાંબીના પાદરમાં પ્રવેશ

ક્રમે કરીને અમે લીલાં પર્ણોથી લીલાછમ દેખાતા, પથિકોના વિસામારૂપ, રાષ્ટ્રીય માર્ગના કેતુ સમા, ધરતીના પુષ્ટ પયોધર સમા, કૌશાંબીની સીમના મુકુટ સમા, પુષ્કળ ઘાટી અને પ્રચંડ શાખાઓમાં વિસ્તરેલા અને પંખીવૃંદથી છવાયેલા એવા કુલ્માષવડ પાસે આવી પહોંચ્યાં. (૧૧૯૪–૧૧૯૫). ત્યાં રહેલા, નિર્જળ શ્વેત જલધરના ચંદરવાની શોભાનો ઉપહાસ કરતા, ઉત્તમ પ્રકારનાં તાજાં સુગંધી માંગલિક પુષ્પોથી શોભતા આંગણાં વાળા, લટકતી વંદનમાળા, અને મોટા સાથિયા વચ્ચે મૂકેલા નવા પૂર્ણ કલશવાળા, રમણીય તથા સ્વજનો અને પરિજનોથી ઉભરાતા એવા પ્રથમ ઘરમાં અમે પ્રવેશ કર્યો. (૧૧૯૬–૧૧૯૭). નિકટવર્તી સ્નેહીઓ, સ્વજનો, આદરણીયો અને મિત્રોના વૃંદથી વિશ્વસ્ત બનેલાં એવાં અમને બંનેને સેંકડો માંગલિક વિધિઓ સાથે કુલ્માષવડ નીચે સ્નાન કરાવ્યું. (૧૧૯૮). સ્નાન કરીને પ્રસાધન અને ઉચિત આભરણથી સજ્જ બનેલાં અમને બંનેને પ્રસન્ન સ્વજનોના વૃંદ વચ્ચે શ્વશુરગૃહ અને પિયરઘર તરફ લઈ જવામાં આવ્યાં. (૧૧૯૯).

### નગરપ્રવેશ

હું પણ ઉત્તમ વાહનમાં ચડીને પાછળ ચાલી (?). મારા ઘરેથી બહાર નીકળેલાં ધાત્રી, સારસિકા, વર્ષધરો, વૃદ્ધો, વ્યવસ્થાપકો, જુવાનિયાઓ અને દાસીજનથી અનુસરાતી હું પ્રિયતમની આગળ પ્રયાણ કરી રહી હતી. (૧૨૦૦–૧૨૦૧). સોનાનાં આભૂષણથી શણગારેલા ઉત્તમ અશ્વ પર બેઠેલો મારો પ્રિયતમ તેના મિત્રો સહિત મારી પાછળ આવતો હતો. (૧૨૦૨).

भाउज्जाया य महं दट्ठुं जे निग्गया स-परिवारा ।
ता वि य वर-जाण-गया अइंति नगरिं मए समयं ॥१२०३
वसणुस्सव-दोस-गुणा गमणागमणं पवेस-निक्खमणं ।
अहियं पहाण-पुरिसस्स सव्व-जण-पायडा होंति ॥१२०४

❀

पुण्णाह-सउण-दाहिण-पसत्थ-बहु-मंगल-निमित्ता ।
कोसंबिमइगया मो देव-द्दारेण तुंगेण ॥१२०५
आसीय(?) समुह-पंडर-सुगंध-पुप्फोवयार-चिंचइयं ।
नर-नारि-दसणूसुय-समुवत्थिय-रुद्ध-पेरंतं ॥१२०६
उभओ-पास-समुट्ठिय-महंत-पासाय-पंति-सोभंतं ।
रायपहमइगया मो बहु-विपणि-पसाहिय-पएसं ॥१२०७
वाय-परियत्तिएक्कमुहियं व पंकय-वणं जहा फुल्लं ।
तह जण-मुह-पउम-वणं च अम्ह-हुत्तं तहिं जायं ॥१२०८
आबद्ध-पंजलि समुज्जओ जणो तत्थ राय-मग्गम्मि ।
अवयासेइ व कंतं पेम्मुप्फालाहिं दिट्ठीहिं ॥१२०९
दट्ठुं न तिप्पति जणो पियं पवासाहि आगयं संतं ।
घण-संकेय-विमुक्कं चंदमिव समुट्ठियं सरए ॥१२१०
वद्धावण-आसीसा जणस्स स-ब्बंभणस्स राय-पहे ।
अंजलि-पाहुडगाणि य न पहुप्पइ गिण्हिउं रमणो ॥१२११
बंभण-सवण-गुरु-वया ठिएण(?) सीसेण नमइ पंजलिओ ।
अवयासेइ वयंसे सेसं आभासइ जणं च ॥१२१२

❀

सो एस चक्कवाउ त्ति वेंति केई स-विम्हिया पुरिसा ।
जो सेट्ठि-चित्तपट्टे वाहेण हओ मओ लिहिओ ॥१२१३
जा चक्कवाय-जुवती चक्कायं अणुमया तहिं लिहिया ।
सा गहवइस्स धूया जाया भज्जा य एयस्स ॥१२१४
सत्थ-विहाण-विणिम्मिय-चित्त-पणट्ठा(?) इहं पुणो किह ता ।
सु-समाहियं जुवलयं देव्वेण अहो इमं सुट्ठु ॥१२१५
सग्घो त्ति केइ लट्ठो त्ति केइ अहो विणीओ त्ति केइ सूरो त्ति ।
अभिजाओ त्ति य केई बहु-विज्जो सच्चइज्जो(?) त्ति ॥१२१६
सो एव रायमग्गे पसंसिओ पियय्रमो बहुजणेणं ।
नियय़ं भवण-विमाणं कमेण पत्तो मए समयं ॥१२१७
तत्थब्भुट्ठिय-परितुट्ठ-परियण-उवणीय-अग्घ-कय-पूओ ।
कय-चुड्डली-मंगलओ आसी-वयणे पडिच्छंतो ॥१२१८

મારી ભોજાઈઓ તેમના પરિવાર સાથે મને મળવા આવેલી. તેઓ પણ ઉત્તમ વાહનોમાં બેસીને મારી સાથે નગરપ્રવેશમાં જોડાઈ. (૧૨૦૩). મોટા માણસોનાં સંકટ ને ઉત્સવ, દોષ ને ગુણ, જવું તે આવવું, પ્રવાસ અને નિર્ગમન લોકોનાં સાંનિધ્યે બનતાં હોય છે. (૧૨૦૪).

## સામૈયું

માંગલિક તૂર્ય, શુભ દક્ષિણ શકુન અને અનેક મંગળ નિમિત્ત સાથે અમે ઉન્નત દેવદ્વારમાં (પૂર્વદ્વારમાં) થઈને કૌશાંબીનગરીમાં પ્રવેશ કર્યો. (૧૨૦૫). તે પછી માંગલિક શ્વેત, સુગંધી પુષ્પોથી શણગારેલા, જોવાના કુતૂહલવાળાં નરનારીનાં ટોળાંની બંને બાજુ ભીડવાળા, બંને બાજુ ઊંચા પ્રાસાદોની શ્રેણીથી મંડિત અને હાટોની ઓળથી શોભતા રાજમાર્ગમાં અમે પ્રવેશ્યાં. (૧૨૦૬–૧૨૦૭). જેમ વિકસિત કમળવન પવનના ઝપાટે એક તરફ મુખ વાળે, તેમ લોકોનાં મુખપદ્મોનો સમૂહ અમારા તરફ વળેલા હતો. (૧૨૦૮). ઉત્સુક લોકો હાથ જોડીને પ્રેમે ઉભરાતી દૃષ્ટિ વડે મારા પ્રિયતમને જાણે કે ભેટી રહ્યા હતા. (૧૨૦૯). પ્રવાસેથી પાછા આવેલા પ્રિયતમને જોતાં લોકો ધરાતા ન હતા—જેમ મેઘસંસર્ગથી મુક્ત બનેલા શરદચંદ્રના ઉદયને જોતાં ન ધરાય તેમ. (૧૨૧૦). રાજમાર્ગ પરના બ્રાહ્મણોની આશિષ તથા અન્ય લોકોની વધામણી અને હાથ જોડીને કરાતું અભિવાદન સ્વીકારવામાં મારો સ્વામી પહોંચી શકતો ન હતો. (૧૨૧૧). તે બ્રાહ્મણો, શ્રમણો અને વડીલોને હાથ જોડી મસ્તક નમાવીને વંદન કરતો હતો, મિત્રોને ભેટતો હતો, તો બાકીના સૌ લોકોની સાથે સંભાષણ કરતો હતો. (૧૨૧૨).

કેટલાક લોકો બોલતા હતા : શ્રેષ્ઠીના ચિત્રપટમાં જે ચક્રવાક વ્યાધથી વીંધાઈને મૃત્યુ પામેલો ચીતર્યો હતો તે આ પોતે જ છે (૧૨૧૩); ને તરુણ ચક્રવાકી ચક્રવાકની પાછળ મૃત્યુને ભેટતી ચીતરી હતી તે જ આ નગરશેઠની પુત્રી તરીકે અવતરી અને પેલાના પત્ની બની. (૧૨૧૪), શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે બનાવેલા ચિત્રના એ પરસ્પર અનુરૂપ યુગલને ફરી પાછું દૈવે કેવું સરસ જોડી આપ્યું ! (૧૨૧૫). કેટલાકે તેને શ્લાઘ્ય કહ્યો, કેટલાકે સુંદર, કેટલાકે વિનીત, કેટલાકે શૂરો, કેટલાકે અભિજાત, કેટલાકે અનેક વિદ્યાનો જાણકાર તો કેટલાકે સાચો વિદ્યાવંત—એ પ્રમાણે રાજમાર્ગ પરના અનેક લોકોની પ્રશંસા પામતો મારો પ્રિયતમ મારી સાથે પોતાના દેવવિમાન સમા પ્રાસાદમાં આવી પહોંચ્યો. (૧૨૧૬–૧૨૧૭). આનંદિત પરિજનો ઊઠીને તેની સામે આવ્યા અને લાવેલી પૂજાસામગ્રીથી તેની પૂજા કરી; ઊબાડિયા વડે ઓળઘોળ કરવામાં આવ્યું અને આશીર્વાદ ઉચ્ચારાયા. (૧૨૧૮). દહીં, લાજા અને

दहि-लाय-सुद्ध-पुप्फेहि तत्थ कय-विउल-देवया-पूयं ।
विरइय-वंदणमालं स-कमल-कलसुज्जल-दारं ॥१२१९
तं सो भवणमइगओ सहसा बीय कोट्ठ-लट्ठे(?) ।
पुण्ण-मणोरह-सुमणो मए समयं समुत्तिण्णो ॥१२२०
अप्प-कय-दोस-लज्जिय विजंभिया तो तहिं अइगया हं ।
ससुर-कुलस्स विसालं जणाकुलं अंगणं रम्मं ॥१२२१

❀

सव्व-कुलेण-समग्गो तत्थ य पुव्वागओ गहवई मे ।
सत्थाहेण समं अच्छइ य पवरासण-निसण्णो ॥१२२२
अह अम्हे संभंता तेसिं पच्चक्ख-देवभूताणं ।
पाय-कमलेसु निवडिया अम्हे आलोयमाणाणं ॥१२२३
तेहि य मो अवगूढा सीसे अग्घाइऊण य सुदिट्ठे ।
आणंद-अंसू-विगंधिएहिं अच्छीहिं तं वेलं ॥१२२४
अम्मा-सासूय य पायएसु निवडंतया समवगूढा ।
अहियमणाह-परुण्णाहिं पण्हयं मुंचमाणीहिं ॥१२२५
अहयं च भाउगाणं जह-क्कमं विणय-नमिय-सिर-कमला ।
पाएसु निवडिया मो बाह-जल-भरिय-अच्छीणं ॥१२२६
अण्णो य जो जणो मे अंजलि करण-संभासिओ सव्वो ॥
सव्वो य पेस-वग्गो पडिओ पाएसु तत्थम्हं ॥१२२७
धाइ य पुव्व-धरियं बाहं मुंचइ य सा य सारसिया ।
ताहे निप्परिहासं तुसार-सलिलं लयाउ व्व ॥१२२८
गहवइ-सत्थाहाणं च तत्थ मुह-धोवणं गय-मुहेणं ।
भिंगारेणुवणीयं जं पुण य(?) कंचण-मुहेण ॥१२२९
सव्वेणम्हे बंधव-जणेण संजाय-कोउहल्लेण ।
तत्थासीणा सत्था पुव्व-भवं पुच्छिया घरिणि ॥१२३०
तेसिं साहइ रमणो रमणिज्जं चक्कवाय-जाइं तं ।
सव्वं जहाणुभूयं मरणंतं विप्पओगं च ॥१२३१
तं चित्त-कम्म-कारण-समागमं तह घराउ निग्गमणं ।
नावाए अवक्कमणं उत्तरणं चोर-हरणं च ॥१२३२
जीयस्स य संदेहं पल्लीए वि य व(?) तं मज्झ ।
तत्तो पलाणमणुपालणं च तं तक्करेण कयं ॥१२३३
अडवीओ निग्गमणं गाम-पवेसं च आणुपुव्वीए ।
कुम्मासहत्थि-संदंसणं च कहियं पियमेण ॥१२३४
सोऊण य वुत्तंतं कहियं तं अम्ह अज्जउत्तेण ।
सोएण दो-वि पक्खा अम्हाणं तो परोइंसु ॥१२३५

❀

પવિત્ર પુષ્પો વડે દેવતાઓની મોટા પાયા પર પૂજા કરવામાં, એટલે જ્યાં વંદનમાળાઓ લટકાવવામાં આવી છે અને દ્વાર પર કમળવાળા ઝળહળતા કળશ મૂકયા છે તેવા અને ફરતા કોટથી શોભતા તે મહાલયમાં, પૂરા થયેલા મનોરથને કારણે પ્રસન્ન એવા મારા પ્રિયતમે પ્રવેશ કર્યો અને અમે બંને ત્યાં ઊતર્યાં. (૧૨૧૯-૧૨૨૦) પછી, કરેલા અપરાધને લીધે લજ્જા પ્રકટ કરતી એવી મેં પણ લોકોની ભારે ભીડવાળા શ્વસુરગૃહના વિશાળ ને સુંદર પ્રાંગણમાં પ્રવેશ કર્યો. (૧૨૨૧).

## સ્વાગત અને પુનર્મિલન

ત્યાં ઘરના બધા માણસોની સાથે આવીને શ્રેષ્ઠી સાર્થવાહની સાથે ઊંચા આસન પર બેઠેલા હતા. (૧૨૨૨). એટલે અમને જોઈ રહેલા, સાક્ષાત્ દેવ સમા એ વડીલોના ચરણકમળમાં અમે હાંફળાંફાંફળાં નમા પડયાં. (૧૨૨૩). તેમણે અમને આલિંગન દીધું, અમારાં મસ્તક સૂંઘ્યાં, અને આંસુનીંગળતી આંખે તે વેળા અમને કયાંય સુધી તેઓ જોતા રહ્યા. (૧૨૨૪). પછી મારાં સાસુજીના પગમાં અમે પડયાં. અઢળક આંસુ સારતાં, પાનો મૂકતાં તે અમને ભેટયાં. (૧૨૨૫). તે પછી હું વિનયથી મસ્તક નમાવીને અનુક્રમે, આંસુભરી આંખોવાળા મારા ભાઈઓના ચરણમાં પડી. (૧૨૨૬). બીજા સૌ લોકોને પણ અમે હાથ જોડીને બોલાવ્યા, તથા સૌ પરિચારકવર્ગ અમારા પગે પડયો. (૧૨૨૭). ધાત્રી અને સારસિકાએ, રોકી રાખેલા આંસુને વહેવા દીધાં--વેલ પરથી ઝાકળબિંદુ ખરે તેમ તે ખરી રહ્યાં. (૧૨૨૮). પછી શ્રેષ્ઠી અને સાર્થવાહને માટે મોં ધોવા ગજમુખના આકારવાળી સોનાની ઝારીમાં જળ લાવવામાં આવ્યું (૧૨૨૯).

હે ગૃહસ્વામિની, સ્વસ્થ થઈને ત્યાં અમે બેઠાં એટલે અમારા સૌ બાંધવોએ કુતૂહલથી અમારા પૂર્વભવ વિશે પૂછ્યું. (૧૨૩૦). તેમને મારા પતિએ ચક્રવાક તરીકેનો અમારો સુંદર ભવ, મરણથી થયેલા વિયોગ, ચિત્રના આલેખન દ્વારા સમાગમ, ઘરમાંથી નાસી જવું, નૌકામાં બેસીને રવાના થવું, નૌકામાંથી કાંઠે ઊતરવું, ચોર દ્વારા અપહરણ, ચોરપલ્લીમાં પ્રાણસંકટ, ત્યાંથી ચોરની દેખભાળ નીચે પલાયન થવું, જંગલમાંથી બહાર નીકળવું, ક્રમશઃ વસતિમાં પ્રવેશ અને કુલ્માષહસ્તી સાથે મિલન—એમ બધું જે પ્રમાણે અનુભવ્યું હતું તે પ્રમાણે કહી બતાવ્યું. ( ૧૨૩૧-૧૨૩૪ ) આર્યપુત્રે કહેલું તે અમારું વૃત્તાંત સાંભળીને અમારા બંને પક્ષોએ શોકથી રુદન કર્યું. (૧૨૩૫).

ताएण य णे भणियं कीस महं पुव्वमेव नो कहियं ।
होंती न आवई मे न य छायग्घं इमं होंतं ॥१२३६

थेवं पि य उवयारं अहियं सुयणो कयण्णु-भावेण ।
मण्णइ रिणं पिव जहा पच्चुवगारं अ-काऊणं ॥१२३७

उवयार-भरक्कंता उवयार-रिणेहि वड्ढमाणेहिं ।
किह उस्ससंति पुरिसा पच्चुवयारं अ-काऊणं ॥१२३८

मंदर-गिरि-गुरु-भारं भवे भरं मत्थए कयं वहइ ।
सुयणो कओवयारो जाव न दुगुणं पडिकरेइ ॥१२३९

तं सफलं पुरिसं(?) काहामि आगमेऊणं ।
तुब्भं जीविय-दाणेण जेणम्हं जीवियं दिण्णं ॥१२४०

एयाणि य अण्णाणि य गहवइणा तत्थ जंपमाणेण ।
तह अणुणोया अम्हे घरिणी सत्थाह-सहिएण ॥१२४१

❀

तुट्ठो सयण-परियणो तत्थागमणेण णे पर-जणो य ।
सिग्घा य आगया णे पिय-पुच्छणयम्मि सा नगरी ॥१२४२

दिज्जइ इच्छा-इच्छिय-घडियमघडियं सुवण्णयं वत्थं ।
तालायर-मंगल-वायगाणं पिय-पुच्छयाणं च ॥१२४३

कुम्मासहत्थियस्स वि दिज्जइ तोसेण कणय-लक्खं ति ।
एक्काभरणं च पुणो दिण्णं मह सव्व-सयणेहिं ॥१२४४

कइवय-दिवसेसु तओ कुलघर-विभवाणुरूय-रमणीयं ।
वत्तं विवाह-कम्मं अणण्ण-सरिसं पुरवरीए ॥१२४५

तं च अगण्ण-सरिच्छं कमेण वत्तं महूसवं अम्हं ।
पेच्छणयमणोवमयं आचिक्खणकं बहु-जणस्स ॥१२४६

अम्हं दो-वि कुल-घरा पीइ-निरंतर-सिणेह-संबद्धा ।
एक्क-कुलं पिव जाया सम-सुह-दुक्खेण य गुणेण ॥१२४७

पंच अणुव्वयाइं महव्वए(?) मह पिओ गहेच्छीय ।
अवगाढो य विसालं जिण-वयण-सुइं अमयभूयं ॥१२४८

सव्व-मणोरह-परिपूरगं च पुण्ण-मणोरहंसि मए ।
उज्जमियं जह भणियं तवयं आयंबिलट्ठ-सयं ॥१२४९

भणिया य चेडिया मे जइया पिय-संगया गया अहयं ।
का आसि वट्टमाणी तुज्झं च घरे च णे तइया ॥१२५०

પિતાજીએ અમને કહ્યું, 'તમે પહેલાં મને આ વાત કેમ ન કરી? તો તમને આવી આફત ન આવત અને આવો અપવાદ ન લાગત. (૧૨૩૬). સજ્જન પોતાના પરનો ઉપકાર થોડો હોય તો પણ, જ્યાં સુધી તે પ્રત્યુપકાર ન કરે ત્યાં સુધી, ઋણની જેમ, કૃતજ્ઞભાવે તેને ઘણો મોટો માને છે. (૧૨૩૭). ઉપકારના ભારે ચંપાતા પુરુષો ઉપકારના વૃદ્ધિ પામતા ઋણ નીચે, પ્રત્યુપકાર કર્યા વિના કઈ રીતે ઉચ્છ્વાસ લઈ શકતા હશે? (૧૨૩૮). કરેલા ઉપકારનો જ્યાં સુધી પોતે બમણો બદલો ન વાળી શકે ત્યાં સુધી સજ્જન મંદરપર્વતના જેટલો ભારે બોજો પોતાના મસ્તક પર વહે છે. (૧૨૩૯). જેમણે તમને જીવિતદાન આપીને અમને પણ જીવિતદાન આપ્યું તે માણસને હું ન્યાલ કરી દઈશ (?)' (૧૨૪૦). એવાં અનેક વચનો કહીને, હે ગૃહસ્વામિની, શ્રેષ્ઠી અને સાર્થવાહ અમારાં મન મનાવી લીધાં. (૧૨૪૧).

અમારા સ્વજનો, પરિજનો તેમજ ઇતરજનો અમારા પ્રત્યાગમનથી ઘણા રાજી થયા. નગરીના લોકો તે જ વેળા અમારું કુશળ પૂછવા આવ્યા. (૧૨૪૨). કુશળ પૂછવા આવનારાઓને તેમ જ મંગળવાદકો અને મંગળપાઠકોને સોનું તથા સોનાનાં આભૂષણની યથેચ્છ ભેટ આપવામાં આવી. (૧૨૪૩). કુલ્માષહસ્તીને પ્રસન્નતાપૂર્વક એક લાખ સોના-મહોર અને મારા સૌ સ્વજનોના તરફથી એક એક આભૂષણ આપવામાં આવ્યું. (૧૨૪૪).

## વિવાહોત્સવ

કેટલાક દિવસ પછી મારા કુલીન કુટુંબના વૈભવને અનુરૂપ અને નગરમાં અપૂર્વ એવો અમારો સુંદર વિવાહોત્સવ ઉજવાયો. (૧૨૪૫). અમારો તે અનુપમ વિવાહમહોત્સવ લોકોને માટે અસાધારણ દર્શનીય અને સૌની વાતનો વિષય બની ગયો. (૧૨૪૬). અમારાં બંને કુલીન કુટુંબો નિરંતર પ્રીતિ અને સ્નેહથી બંધાયેલાં અને પરસ્પરનાં સુખદુઃખના સમભાગી બનીને એક જ કુટુંબ જેવાં બની ગયાં. (૧૨૪૭).

મારા પ્રિયતમે પાંચ અણુવ્રત તથા ગુણવ્રત લીધાં અને અમૃતરૂપ જિનવચનોના અગાધ જળમાં તે મગ્ન બન્યો. (૧૨૪૮). મારા બધા મનોરથ પૂરા થયા હોવાથી મેં પૂર્વે કરેલા, સર્વ મનોરથ પૂરનારા એકસો આઠ આંબેલના તપનું ઊજમણું કર્યું. (૧૨૪૯).

પછી મેં દાસીને પૂછ્યું, "પ્રિયતમની સાથે જ્યારે હું ચાલી ગઈ તે વેળા અમારા ઘરમાં અને તારા સંબંધમાં શું શું બન્યું હતું? (૧૨૫૦).

तो जंपइ सारसिया भूषणमाणेहि पेसिया अहयं ।
तुब्भेहिं निय-भवणं पट्ठविया तो गया अहयं ॥१२५१

पेच्छं वक्खित्त-जणं दारं च अवंगुयं अणारक्खं ।
तो भवण-मज्झ-पत्ता अप्प-भय-ससंकिया अहयं ॥१२५२

तत्थ य ते गब्भहरे सव्वाभरण-भरियं गहेऊण ।
वर-नगर-सार-भूयं करंडयं तो नियत्ता हं ॥१२५३

तत्थ य अ-पेच्छमाणी तुब्भं परिमग्गिऊण सव्वत्तो ।
रयण-करंडय-हत्था घरं विसण्णा नियत्ता मि ॥१२५४

हा मज्झ सामिणि त्ति य पुणो गब्भहरयं पलोयंती ।
तत्थ पडिया मि हियए तल-प्पहारं च दाऊण ॥१२५५

पच्चागया य जाहे कमेण एक्कल्लिया विलवमाणी ।
चिंतेउं आढत्ता इमाणि हियएण हं तत्थ ॥१२५६

चिंतेमि य तत्थ महं काही कण्णा-कएण सिद्धि त्ति ।
तीसे परम-रहस्सं जइ से(?) एयं न साहिस्सं ॥१२५७

साहामि सा वि होही निच्छिन्ना दीहराए रत्तीए ।
मज्झ वि य दाणिं होही कहिए लहुओ इमो दोसो ॥१२५८

एयाणि य अण्णाणि य अणुचिंततीए एव हियएणं ।
सयण-वरए गया मे निद्दा-वंझा ततो रत्ती ॥१२६०

*

सेट्ठिस्स मया सिट्ठं पहाय-कालम्मि पाय-वडियाए ।
तं तुह जाइ-स्सरणं गमणं च समं पिययमेणं ॥१२६०

एयं सोऊण य से कुलमाणमणूणगं वहंतस्स ।
राहु-गहिओ व्व चंदो मुह-चंदो निप्पभो जाओ ॥१२६१

धी धी अहो अकज्जं ति गहवती करयलं विहुणमाणो ।
तणइय कुल-वंसो णो हा जह अयसेण डज्झिज्ज ॥१२६२

सयमागय रहंगस्स (?) नत्थि दोसो उ सत्थवाहस्स ।
सच्छंद-कज्ज-तुरियाए एस दोसोम्ह धूवाए ॥१२६३

सलिल-परियत्त-मूले पाडेंति सए तडे जह नदीओ ।
पाडेंति दुसीलाओ तह कुल-माणे महिलियाओ १२६४

दोस-सयाण करणी मलिणी विउलस्स घर-कुडुंबस्स ।
धण्णस्स जीव-लोए कुलम्मि धूया न जायंति ॥१२६५

जं पयइ-भद्दयस्स वि अवसस्स वि सव्व-बंधव-जणस्स ।
विणिवाइय-चारित्ता जावज्जीवं कुणइ दाहं ॥१२६६

### સારસિકાએ આપેલો ઘરનો વૃત્તાંત

એટલે સારસિકા બોલી, "તું મારા ઘરેણાં લઈ આવ—એ પ્રમાણે તેં મને મોકલી એટલે હું આપણા ઘરે ગઈ. (૧૨૫૧). ઘરના લોકો કામકાજમાં વ્યગ્ર હતા, દ્વાર ખુલ્લું અને ચોકી વગરનું હતું; એટલે સહેજસાજ ડરતી હું મહાલયની અંદર પહોંચી. (૧૨૫૨). ત્યાં અંતઃપુરના ઓરડામાંથી બધાં અત્યંત મૂલ્યવાન આભૂષણોથી ભરેલો કરંડિયો લઈને હું પાછી ફરી. (૧૨૫૩). તને ન જોતાં મેં ત્યાં બધે શોધ કરી, અને પછી વિષાદપૂર્ણ ચિત્તે હાથમાં રત્નકરંડક સાથે હું ઘરે પાછી ફરી. (૧૨૫૪).

'હાય મારી સ્વામિની !' એવા વિલાપવચન સાથે અંતઃપુરને નિહાળતી, છાતી કૂટતી હું ભોંય પર ઢળી પડી. (૧૨૫૫). ભાનમાં આવતાં, એકલી એકલી વિલાપ કરતી હું ત્યાં આ પ્રમાણે મારા મનમાં વિચારવા લાગી (૧૨૫૬), 'જો હું જાતે જઈને કન્યાની આ અત્યંત ગુપ્ત વાત નહીં કહું તો મને તે બદલ શિક્ષા થશે. (૧૨૫૭). તો મારે વાત જણાવી દેવી જોઈએ. લાંબી રાતને અંતે તે પણ દૂર છટકી ગઈ હશે, અને કહી દેવાથી મારો અપરાધ પણ હળવો થશે.' (૧૨૫૮). મારા મનમાં આવું આવું ચિંતવતાં શયનમાં મેં એ નિદ્રારહિત રાત વિતાવી. (૧૨૫૯). પ્રભાતકાળે મેં શ્રેષ્ઠીના પગમાં પડીને તારા પૂર્વજન્મના સ્મરણની અને પ્રિયતમ સાથે નાસી ગયાની વાત કરી. (૧૨૬૦).

### શેઠનું દુઃખ અને રોષ

એ સાંભળીને અત્યંત કુલાભિમાન ધરતા એવા તેનો મુખચંદ્ર રાહુગ્રસ્યા ચંદ્રની જેમ નિસ્તેજ બની ગયો. (૧૨૬૧). 'ધિક્કાર છે ! ધિક્કાર છે, અરે કેવું ન કરવાનું કર્યું !' એ પ્રમાણે શ્રેષ્ઠી હાથ ધુણાવતો બોલવા લાગ્યો. 'હાય ! અમારું કુલીન ગોત્ર અપકીર્તિ-થી ઘાસની જેમ સળગી જશે. (૧૨૬૨). તે પોતે તેને ઘેર ગઈ, એટલે આમાં સાર્થ-વાહનો કશો વાંક નથી. પોતાનો સ્વચ્છંદી હેતુ પાર પાડવા ઉતાવળી થયેલી અમારી દીક-રીનો જ વાંક છે. ( ૧૨૬૩ ). જેમ જળપ્રવાહના ઘુમરાવાથી નદીઓ પોતાના તટને તોડી પાડે છે, તેમ દુઃશીલ સ્ત્રીઓ કુલના અભિમાનને નષ્ટ કરે છે. ( ૧૨૬૪ ). સેંકડો દોષ ઊભા કરનારી, મોભાદાર કુટુંબને મલિન કરનારી પુત્રી આ જગતમાં જેના કુળમાં ન જન્મે તે જ ખરો ભાગ્યશાળી (૧૨૬૫), કારણ કે પતિત ચારિત્ર્યવાળી પુત્રી સ્વભાવે ભલા અને પરવશ એવા સૌ બાંધવોને જીવનભર હૃદયદાહ અર્પે છે. (૧૨૬૬). કપટથી

कहगस्स उ घोसंभं कइयव-चड्डुयारियाण महिलाणं ।
दप्पण-गयं व रूवं दुग्गेज्झं जो होहि सयं ॥१२६७

भणियं च तेण कीस हु एयं पुव्वं न ते मह कहियं ।
तस्सेव य दिज्जंती नेयं विच्छायणं होंतं ॥१२६८

तो बेमि तीए किर साविया मि नियएण जीविएण त्ति ।
रक्खह रहस्समेयं जा ताव मिलेमि तस्स त्ति ॥१२६९

समयं च रक्खमाणी अओ मए भय-वसाए नो कहियं ।
जं न हु निवेइयं भे तस्स पसीयंतु भे पाया ॥१२७०

❀

सोऊण एयमत्थं च सेट्ठिणी सा गया तहा मोहं ।
छायग्घं च गणंती सामिणि तुज्झ विओगं च ॥१२७१

दट्ठूण य तं पडियं सहसा रोएति विस्सरं दीणं ।
गरुल-प्पवेविरं पिव नाग-कुलं(?) ॥१२७२

पच्चागय-पाणाए तत्थ विलाव-करणं अणेग-विहं ।
घर-सामिणीए रुण्णं रोयावणयं बहु-जणस्स ॥१२७३

सव्वे य भाउया ते स-कलत्ता परियणा वि केई य ।
रोयंति कलुण-कलुणं सामिणि विरहे तुहं तइया ॥१२७४

रोत्तूण य स-विलावं धूआ-नेहेण मउय-हिययाए ।
अब्भत्थिओ य सेट्ठी विण्णविओ तत्थ अम्माए ॥१२७५

सीलेण विसुद्धाणं जस-लुद्धाणं पि जाइया धूया ।
दो आणेइ अणत्था धूअ-विओगो य अयसो य ॥१२७६

पुव्व-कय-कम्म-निव्वत्तएण सव्वं विहाण-विहिएण ।
हवइ सुभं असुभं वा सव्वो सवसो व अवसो वा ॥१२७७

न हु दोसो दायव्वो तीसे सील-विणएण कलियाए ।
कुडिलेण जीवलोए सा तह नीया कयंतेण ॥१२७८

जइ से जाती सरिया जइ पुव्व-पइं च अणुगया नियय ।
अप्पो हु होइ दोसो आणिज्जउ बालिया मे त्ति ॥१२७९

सुकुमालिया तणुइया सुद्ध-हियं बहु-जणस्स मण-हरणिं ।
नो जीविउं समत्था खणं पि धूयं अ-पेच्छंती ॥१२८०

इय सेट्ठिणीए पाय-वडियाए कलुणं भणंतीए ।
नेच्छंतो वि [illegible] सेट्ठी ॥१२८१

મીઠું બોલીને અન્યને વિશ્વાસ ઉપજાવતી સ્ત્રીનું રૂપ દર્પણમાંના પ્રતિબિંબની જેમ દુર્ગ્રાહ્ય હોય છે.' (૧૨૬૭).

પછી તેણે મને પૂછ્યું, 'તેં મને આ વાત પહેલાં કેમ ન કરી? તો હું એને જ તેનો હાથ સોંપત અને તો આ કલંક તો ન ચોંટત'. (૧૨૬૮). એટલે મેં કહ્યું, 'તેણે મને પોતાના જીવતરના સોગંદ દઈને કહેલું કે હું જઈને તેને ન મળું ત્યાં સુધી તારે મારું આ રહસ્ય જાળવવું. (૧૨૬૯). તેને આપેલા વચનનું પાલન કરવા અને ડરના માર્યા હું કહી ન શકી. તમને આ વાત નિવેદિત ન કરી તે અપરાધ બદલ હું તમારાં ચરણની કૃપા યાચું છું.' (૧૨૭૦).

## શેઠાણીનો વિલાપ

આ વાત સાંભળતાં શેઠાણી અપકીર્તિના અને તારા વિયોગના વિચારે મૂર્છિત થઈ ગઈ. (૧૨૭૧) તેને એકાએક ઢળી પડેલી જોઈને ઘરના બધા માણસો ગરુડથી ત્રસ્ત જતા નાગકુળની જેમ દીનભાવે ચિત્કાર કરી રડવા લાગ્યા. (૧૨૭૨). ભાનમાં આવતાં શેઠાણી અનેક પ્રકારે વિલાપ કરતી રડવા લાગી, જેથી અનેક જણને રોણું આવી ગયું. (૧૨૭૩). તે વેળા તારા સૌ ભાઈઓ, તેમની પત્નીઓ તથા કેટલાક પરિજનો પણ, હે સ્વામિની, તારા વિયોગે અતિ કરુણ રુદન કરવા લાગ્યા. (૧૨૭૪). પુત્રી પ્રત્યેના સ્નેહને કારણે કરુણ રુદન કરતાં કરતાં કોમળ હૃદયવાળી તારી અમ્માએ શેઠને વીનવણી કરીને આ પ્રમાણે અભ્યર્થના કરી (૧૨૭૫), 'વિશુદ્ધ શીલવાળા અને કુળના યશમાં લુબ્ધ લોકોને પુત્રી જન્મીને બે અનર્થનું કારણ બને છે : પુત્રીવિયોગ અને અપયશ. (૧૨૭૬). પૂર્વે કરેલા કર્મના પરિણામરૂપ જે બધું વિધાન વિહિત હોય તે પ્રમાણે શુભ કે અશુભ થાય કે સૌ કોઈ સ્વવશ કે અવશ બને. (૧૨૭૭). શીલ અને વિનયયુક્ત મારી પુત્રીને દોષ દેવો ઘટતો નથી. કુટિલ વિધિથી જ આ સંસારમાં તે દોરાઈ છે. (૧૨૭૮). જો તેને પોતાનો પૂર્વજન્મ સાંભર્યો, અને પોતાના પૂર્વજન્મના પતિની પાછળ તે ગઈ, તો તેમાં તેનો કશો મોટો વાંક થયો નથી. તો મારી બચ્ચીને તમે પાછી લઈ આવો. (૧૨૭૯). એ કુમળી, પાતળી, નિર્મળ હૃદયની, અનેકની વહાલી મારી દીકરીને જોયા વિના હું એક પળ પણ જીવી નહીં શકું.' (૧૨૮૦). એ પ્રમાણે અત્યંત કરુણ વચનો કહેતી, પગે પડતી શેઠાણીએ શેઠની અનિચ્છા છતાં તેને સ્વામીનું સાચું [illegible] (૧૨૮૧).

तो भणइ एव भणिओ आसस आणेमि बालियं ते त्ति ।
सत्थाह-कुले उवलभामि (?) १२८२

अह नियओ गह-वइयरमिणमो आगओ पवहणेणं ।
चा(?)वाहिएण समयं तुम्ह काहीय आगमणं ॥१२८३

कीस तुमे सा नीय त्ति मज्झ गहवइ-कुलेण रुट्ठेण ।
दिण्णो रोसुम्मीसो वयण-पहारो विणयणत्थं ॥१२८४

जे मग्गिउं गयम्हे पुरिसा सोऊण तुम्ह आगमणं ।
ते परितुट्ठा सुंदरि तत्तो सव्वे परिनियत्ता ॥१२८५

एवं वित्थरियत्थं घरिणी परिपुच्छियाए संतीए ।
सव्वं जहाणुभूयं सारसियाए महं कहियं ॥१२८६

तं तुरिय-गमण-कारण-निम्मायं मंत-कारण-निमित्तं ।
तीसे वि मए कहियं सामच्छं अज्जउत्तस्स ॥१२८७

❀

कइवय-दिणाण तत्तो छेयायरिय-उवदेस-निम्मायं ।
निप्पुरिस-नाडयं पिययमस्स ससुरेण से दिण्णं ॥१२८८

तो णे सणिद्ध-बंधव-अब्भरिहिय-मित्त-सत्थ-परिकिण्णा ।
रमिमो भवण-वर-गए पउम-सरे चक्कवाय व्व ॥१२८९

हियएहिं सुरय-वइयर-पीवर-पणयाणुराग-बध्धेहिं ।
न चएमो मोत्तुं जे मुहुत्तमेत्तं वि अण्णोण्णं ॥१२९०

कालं तं अप्पं [पि हु] पिएण-रहिया चिरं व मण्णामि ।
कालं निरंतर-लुद्धा रमियव्वय-चिक्कणे लग्गा ॥१२९१

मज्जण-जेमण-भूसण-सयणासण तह(?) सरीर-भोगेहिं ।
हिअय-सुहाहि रमंता नाडयं पच्छा य पेच्छंता ॥१२९२

आबद्ध-मल्ल-दामा चुण्ण-सुगंधेहि परिमल-समेया ।
एगंतरय-पसत्ता सुहमच्छामो निरुव्विग्गा ॥१२९३

❀

एव सुहेण गओ णे इच्छिय-विसय-सुह-सायर-गयाणं ।
सरओ गुण-संपुण्णो निम्मल-गह-चंद-नक्खत्तो ॥१२९४

पत्तो य सीय-विद्दुय-वियंभियायाम-दीह-राईओ ।
तुरिय-[illegible] सिसिरो [illegible] ॥१२९५

## તરંગવતીની શોધ અને પ્રત્યાનયન

શેઠાણીના અનુરોધથી તેણે કહ્યું, 'તું ધીરજ ધર, હું તારી દીકરીને લાવી આપું છું, સાર્થવાહને ઘેર તેના કશા સમાચાર હોય તો હું મેળવું છું... (૧૨૮૨-૧૨૮૩).

'તું શા માટે તેને બહાર લઈ ગઈ?' એ પ્રમાણે ઘરના બધા માણસોએ મને પાઠ શીખવવા રોષપૂર્વક વાગ્બાણથી વીંધી. (૧૨૮૪). આપણા જે માણસો તારી શોધમાં ગયા હતા, તેઓ સૌ તું પાછી આવી રહી છો એવા સમાચારે, હે સુંદરી, આનંદિત થઈને પાછા ફર્યા. (૧૨૮૫)." એ પ્રમાણે, હે ગૃહસ્વામિની, સારસિકાને પૂછતાં તેણે જે રીતે બધું બન્યું હતું તે મને વિસ્તારપૂર્વક કહી બતાવ્યું. (૧૨૮૬). મેં પણ આર્યપુત્રની સલાહથી, ગુપ્તતા જાળવવાના હેતુથી, (તેની વાટ જોયા વિના) ઉતાવળે નાસી જવાનો નિર્ણય લીધેલો એ ખુલાસો તેની પાસે કર્યો. (૧૨૮૭).

## દંપતીનો આનંદવિનોદ

પછી કેટલાક દિવસ વીતતાં, સસરાજીએ મારા પ્રિયતમને, વિદગ્ધ આચાર્યોની દેખરેખ નીચે પુરુષપાત્ર વિનાનું નાટક તૈયાર કરાવીને આપ્યું. (૧૨૮૮). અમે અમારા સ્નેહીઓ, બાંધવો, પૂજ્યો અને મિત્રોના સમૂહથી વીંટળાયેલાં, ઉત્તમ મહાલયમાં વસતાં, કમળસરોવરમાં ચક્રવાકો સમાં, ક્રીડા કરતાં હતાં. (૧૨૮૯). પ્રેમકેલીના પ્રસંગોથી પુષ્ટ બનેલા ઉત્કટ અનુરાગથી અમારાં હૃદય બંધાયેલાં હોઈને અમે એકબીજાને એકાદ ઘડી માટે પણ છોડી શકતાં ન હતાં (૧૨૯૦). પ્રિયતમના સંગ વિનાનો અલ્પ સમય પણ મને ઘણો લાંબો લાગતો; બધો સમય અમે નિબિડ પ્રેમક્રીડામાં નિરંતર રચ્યાંપચ્યાં રહેતાં. (૧૨૯૧). સ્નાન, ભોજન શણગાર, શયન, આસન વગેરે હૃદયાહ્લાદક શારીરિક ભોગોમાં અમે રમમાણ રહી પછી નાટક જોતાં. (૧૨૯૨). સુગંધી અંગરાગ લગાવી, પુષ્પમાળાઓ પહેરી પરસ્પરમાં આસક્ત એવાં અમે તદ્દન નિશ્ચિંત મને સુખમાં દિવસો વિતાવતાં હતાં. (૧૨૯૩).

## ઋતુચક્ર

એવા પ્રકારના સુખમાં, યથેષ્ટ વિષયસુખના સાગરમાં સહેલ કરતાં, અમે નિર્મળ ગ્રહ, ચંદ્ર અને નક્ષત્રોથી શોભતી, અનેક ગુણયુક્ત એવી શરદઋતુ પસાર કરી. (૧૨૯૪). તે પછી જેમાં ઠંડીનો ઉપદ્રવ હોય છે, વધુ ને વધુ લાંબી થતી રાત્રીઓ હોય છે, સૂરજ જલદી નાસી જતો હોય છે અને ખૂબ પવન ફૂંકાતો રહે છે તેવી શિશિર ઋતુ આવી પહોંચી. (૧૨૯૫) ... ચંદનલેપ, મણિ અને મોતીના હાર તથા કંકણ, તેમ જ ક્ષૌમનાં

चंदो चंदण-पंको मणि-मोत्तिय-हार-वलय-वलया(?) ।
खोम-दुकुलं-चीणंसुयं च दोहग्गयमुविंति ॥१२९६

सोयमइच्छिउण पुणो(?) उउ-गुण-विवरीय-विसय-सोक्खेहिं ।
हिम-गुण-बल-विक्कंतो हेमंतो कंत-सहियाणं ॥१२९७

सहयार-पुप्फ-मासो सीय-विणासो जणस्स सुह-वासो ।
कामस्स कम्म-मासो वसंत-मासो य अणुपत्तो ॥१२९८

निहया अजुज्झमाणा बद्धा तुरियं च अणवरज्झंता ।
एत्तो बहूहिं य तहा वरत्त-अंदोलया घरिणि ॥१२९९

जत्थ य पिय-वल्लाणो(?) दीणाणुग्गह-रओ जणो सव्वो ।
अंदोलए सुतुट्ठो बद्धेसु अणावराहेसु ॥१३००

❀

अच्छेरय-पेच्छणके पमयवणे मयण बाण-कोसंबे ।
रमिमो अणण्ण-सरिसं देवा विय नंदण-वणम्मि ॥१३०१

तरु-लय-विलया-पुप्फच्छिअं ऊणं(?) पच्चयं उववणाणं ।
पुप्फमइमुत्तयाणं चंदयराहूयमंसमरं (?) ॥१३०२

एवं संदरिसंतो कंतो लडह-चडुयारओ मज्झ ।
अण्णोण्णे य सुगंधे कुसुमे केसेसु मे कुणइ ॥१३०३

एते अण्णे य बहुं तत्थ अवत्थंतरे दुम-गणाणं ।
पेच्छंता पीइ-करा मुदिय-मणा दो वि वियरंता ॥१३०४

❀

पेक्खामो य [प]वित्तं समणं तत्थ सुमणं सिलावट्टे ।
हेट्ठामुहे पवित्तो निस्सोयमसोय-रुक्खस्स ॥१३०५

केस-कलावे कुसुमाणि भासिओ(?) पाउयाणि अंगाणि(?) ।
तिलक-विसेसक-मुह-चुण्णओ य मे पुंछिओ तत्थ ॥१३०६

एवं पिएण वि कयं विसज्जिया पाउया य कुसुमो य ।
उज्जल-वेसेण गुरुं अभिगंतुं जं न जुत्तं ति ॥१३०७

तो विणय-नमिय-काया संजमिया स-तुरिया असंभंता ।
अ-परिमियं रयणाणं निहिं व दट्ठूण परितुट्ठा ॥१३०८

❀

પટકૂળ અને રેશમી વસ્ત્રો હવે અરુચિકર બની ગયાં. (૧૨૯૬). શિશિર વીતતાં, વિષય-સુખ માટે પ્રતિકૂળ, પતિના સંગમાં રહેલી સ્ત્રીઓને હિમરૂપી બળ ને પરાક્રમે ડરાવતી (?) હેમંત ઋતુ આવી લાગી. (૧૨૯૭). તે પછી જેમાં આમ્રવૃક્ષોને મંજરી બેસે છે, જેમાં શીતનો નાશ અને લોકોનો સુખવાસ છે તેવો કામપ્રવૃત્તિનો માસ વસંતમાસ આવ્યો. (૧૨૯૮). એ સમયે, હે ગૃહસ્વામિની, યુદ્ધમાં ભાગ ન લેવા છતાં જેમને હણવામાં આવ્યા છે (ખોડવામાં આવ્યા છે), કશો અપરાધ નહીં છતાં જેમને બાંધવામાં આવ્યા છે, તેવા દોરડાના હીંચકા ઘણા લોકોએ લટકાવ્યા. (૧૨૯૯). તે વેળા દુઃખીઓ પર અનુગ્રહ કરવા તત્પર (?) એવા સૌ લોકો વણઅપરાધે બંધનમાં રાખેલા હીંડોળા પર પ્રિયજનના સંગમાં પરિતોષપૂર્વક ઝૂલતા હતા. (૧૩૦૦).

### ઉપવનવિહાર

અદ્‌ભુત પ્રેક્ષણકવાળા પ્રમદવનમાં તથા મદન, બાણ અને કોશામ્રવૃક્ષોવાળા નંદન-વનમાં દેવ સમા અમે અનુપમ ક્રીડાઓમાં રત રહેતાં હતાં. (૧૩૦૧). ઉપવનમાં તરુલતા-રૂપી વનિતાનો પુષ્પનો શણગાર, ચંદ્રકિરણનો પણ પરાભવ કરતું અતિમુક્ત લતાનું પુષ્પ વગેરે મને સુંદર અને મિષ્ટ વચનો સાથે બતાવતા મારા પ્રિયતમે મારા કેશમાં જાત-જાતનાં સુગંધી કુસુમો ગૂંથ્યાં. (૧૩૦૨–૧૩૦૩) ત્યાં વિહાર કરતાં અમે આ પ્રકારે એ વૃક્ષોનાં વિવિધ રૂપરંગ અને આકારપ્રકાર પ્રીતિસભર અને મુદિત મને નિહાળતાં હતાં. (૧૩૦૪).

### શ્રમણનાં દર્શન

તે વેળા ત્યાં અમે અશોક વૃક્ષ નીચે શુદ્ધ શિલાપટ્ટ ઉપર શોકમુક્ત અને નિર્મળ ચિત્તે બેઠેલા એક પવિત્ર શ્રમણને જોયા. (૧૩૦૫). કેશકલાપ પરનાં કુસુમો અને પગની પાદુકાઓ કાઢી નાખીને મેં તે વેળા મુખ પરનું ચૂર્ણ, પત્રલતા અને તિલક ભૂંસી કાઢ્યાં. (૧૩૦૬). પ્રિયતમે પણ એ જ પ્રમાણે પાદુકા કાઢી નાખીને પુષ્પો દૂર કર્યાં. કારણ કે ગુરુની પાસે ભપકાદાર વેશે જવું યોગ્ય નથી. (૧૩૦૭). તે પછી વિનયથી શરીર નમાવીને, સંયમપૂર્વક, ત્વરા સાથે છતાં આકુળ બન્યા વિના અમે અસંખ્ય રત્નોના નિધિસમા તેનાં દર્શન કરીને પરિતોષ અનુભવ્યો. (૧૩૦૮).

अह तं धम्म-गुण-निहिं माया-मय-मोह-वज्जियमसंगं ।
झाणोवओग-पडिसिद्ध-काय-वडं(?) उवगया मो ॥१३०९

सिर-विरइय-कर-कमलंजलीए विणएण परम-भत्तीए ।
खण संजम-मज्जायं कत्तुं सामाइयं पत्ता ॥१३१०

उग्ग-उवसग्ग-सहं अव्वग्ग-मणा तहिं दुयग्गा वि ।
काउस्सग्गं काऊण य स-समग्गं गुण-समग्गं ॥१३११

सव्वावस्सग-सुद्धं(?) कम्म-विहेढगं निसुढिऊण ।
तिविहेण विणय-कम्मं किति-कम्मं तस्स कासि म्हे ॥१३१२

काऊण य किति-कम्मं विसेसओ नीय-गोय-अप्पायं ।
फासु-विहारमविग्घं च पुच्छिओ णे तव-गुणेसु ॥१३१३

तो भणइ सव्व-दुक्ख-पमोक्खणं खविय-सव्व-विसय-सुहं ।
पावह अव्वाबाहं अतुल-सुहं अक्खयं मोक्खं ॥१३१४

सीसेह पडिच्छेऊण तस्स वयणं कयं अ-सावज्जं ।
धरणियलम्मि निविट्ठा पहट्ठ-मणसा दुयग्गा वि ॥१३१५

तं पि य सुट्ठुवउत्ता विणय-भरोणमिय-जंतिया अम्हे ।
पुच्छामु निच्छय-सुहं जर-मरण-निवारणं धम्मं ॥१३१६

अह समय-निउण-परमत्थ-वित्थरं बंध-मोक्ख-पायडणं ।
इणमो सवण-रसायण-मणोहरं भणइ सो समणो ॥१३१७

पच्चक्खं उवमा आणा य जिणवरुद्दिट्ठा ।
चत्तारि साहणाइं भणियाइं बंध-मोक्खस्स ॥१३१८

इंदिय-गुण-संजुत्तं आसण्णं दिट्ठ-दोस-गुण-सारं ।
जं सव्व-भोम-सिद्धं तं दव्वं जाण पच्चक्खं ॥१३१९

जं दव्वमदिट्ठ-गुणं गुणेगदेसेण दिट्ठसारमिणं ।
गुण-दोसेणणुगम्मइ तं दव्वं जाण अणुमाणं ॥१३२०

पच्चक्खेण परोक्खं दव्वं दव्वेण जं सु-सरिसेण ।
उवमिज्जइ निद्दोसं तं उवमाणं वियाणाहि ॥१३२१

पच्चक्ख-परोक्खाणं दव्वाणं तिविह-काल-जुत्ताणं ।
जं सुय-नाण-ग्गहणं तं उवदेसं ववइसंति ॥१३२२

## વંદના

તે પછી અમે માયા, મદ ને મોહરહિત, નિઃસંગ, ધર્મગુણના નિધિસમા, ધ્યાનોપયોગથી જેણે કાયા અને વચનની પ્રવૃત્તિનો પ્રતિષેધ કર્યો છે તેવા તે શ્રમણની નિકટ ગયાં (૧૩૦૯), અને મસ્તક ઉપર અમારા કરકમળની અંજલી રચીને અમે સવિનય, પરમ ભક્તિપૂર્વક ક્ષણ પૂરતું (?) સંયમની પાળરૂપ સામાયિક કરવા લાગ્યાં. (૧૩૧૦). વળી ઉગ્ર ઉપસર્ગ સહી શકે તેવો, સમગ્ર ગુણવાળો, સંપૂર્ણ કાયોત્સર્ગ અવ્યગ્ર ચિત્તે અમે બંને જણે કર્યો. (૧૩૧૧). પછી તેમને સર્વ આવશ્યક વડે શુદ્ધ, કર્મવિનાશક, વિનયયુક્ત એવી ત્રિવિધ વંદના અમે નીચા ઝૂકીને કરી. (૧૩૧૨). આ પ્રમાણે વિશેષે કરીને નીચ ગોત્રની નિવારક વંદના કરીને અમે તેમને તેમની તપસ્યામાં પ્રાશુક વિહાર પ્રાપ્ત થતો હોવા પરત્વે પૃચ્છા કરી. (૧૩૧૩). એટલે તેમણે કહ્યું, 'તમે સર્વ દુઃખોથી મોક્ષ અપાવનાર, સર્વ વિષયસુખનો ક્ષય કરનાર, અનુપમ સુખરૂપ, અક્ષય અને અવ્યાબાધ, મોક્ષ પ્રાપ્ત કરો.' (૧૩૧૪).

## ધર્મપૃચ્છા

તેમના આશીર્વચન મસ્તકે ચડાવીને, ભૂમિને વિશુદ્ધ કરીને અમે બંને આનંદિત મને નીચે બેઠાં (૧૩૧૫). અને અત્યંત સાવધાન અને સંયતપણે, વિનયભારે નમતા અમે તેમને જરા ને મરણ નિવારનાર, નિશ્ચિત સુખરૂપ ધર્મ પૂછ્યો. (૧૩૧૬). એટલે તે શ્રમણે આગમોમાં જેનો સાચો અર્થ સવિસ્તર નિશ્ચિત કરેલો છે, તેવો બંધ અને મોક્ષના તત્ત્વને પ્રકાશિત કરતો, અને કર્ણને સુંદર રસાયણરૂપ ધર્મ આ પ્રમાણે કહ્યો (૧૩૧૭) :

## ધર્મોપદેશ

પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને જિનવરે ઉપદેશેલી આજ્ઞા : આ ચાર બંધ અને મોક્ષનાં સાધન છે. (૧૩૧૮). ઇંદ્રિયના ગુણથી યુક્ત, સામે રહેલું, જેના મુખ્ય ગુણદોષ દેખાય છે તેવું અને જે સર્વ લોકોમાં સિદ્ધ છે તે દ્રવ્યને પ્રત્યક્ષનો વિષય જાણવું. (૧૩૧૯). જે દ્રવ્યના ગુણ જોઈ શકાતા નથી, પણ જેના ગુણના એકાંશથી જે મુખ્યત્વે કળી શકાય છે અને એમ તેના ગુણદોષ જાણવામાં આવે તે દ્રવ્ય અનુમાનનો વિષય જાણવું. (૧૩૨૦). પ્રત્યક્ષ દ્રવ્યની સાથે તેના જેવું જે દોષરહિત દ્રવ્ય સરખાવાય તેને ઉપમાનનો વિષય જાણવું. (૧૩૨૧) ત્રણ કાળનાં પ્રત્યક્ષ અને પરોક્ષ દ્રવ્યોનું શ્રુતજ્ઞાન દ્વારા જે ગ્રહણ થાય તેને ઉપદેશ કહેવામાં આવે છે. (૧૩૨૨).

वण्ण-रस-रूव-गंधा(?)सद्द-फरिस-गुण-विरहिओ निच्चं ।
जीवो अणाइ-निहणो जिणवर-दिट्ठो निरवसेसो ॥१३२३
[सो] सासओ अजोणो अणिंदिओ इंदियत्थ-परिहीणो ।
अप्पा अणाइ-निहणो विण्णाण-गुणो य णायव्वो ॥१३२४
जो चिट्ठइ काय-गओ जो सुह-दुक्खस्स वेयगो निच्चो ।
विसय-सुह-जाणओ वि य सो अप्पा होइ णायव्वो ॥१३२५
उवओग-जोग-इच्छा-वियक्क-नाण-गुण-चेट्ठिय-गुणेहिं ।
[अप्पा] अणुमायव्वो अग्गेज्झो इंदिय-गुणेहिं ॥१३२६
चिंता-वेयण-सण्णा विण्णाणं धारणा [य] बुद्धी य ।
ईहा मई वियक्को जीवस्स उ एय लिंगाइं ॥१३२७
जो चिंतेइ सरीरे अत्थि हु जीवो त्ति सो हु सो अप्पा ।
न हु जीवम्मि अ-संते संसय-उप्पायओ अत्थि ॥१३२८
रोयइ हसइ य भूसइ वोहेइ झाइ वित्तसइ ।
उक्कंठइ रमइ पुणो जीवो कम्माणुभावेण ॥१३२९
अग्घाइ सुणइ पासइ रसमासायइ य वेदए फरिसं ।
इंदिय-गुणेहिं पंचहिं काय-गओ बुद्धि-यारेहिं ॥१३३०

❀

परिणामेण निबंधति जीवो कम्मं सुभं व अ-सुभं वा ।
तिविह-पओग-पवुत्तो मण-वयसा-काय-जोगेहिं ॥१३३१
रत्तो विरयइ कम्मं जीवो मुंचइ विरागयं पत्तो ।
एसो जिणोवदेसो समासओ बंध-मोक्खस्स॥१३३२
सो अण्णत्तो मुंचइ अण्णत्तो बज्झइ य बहुयरेण ।
कम्मेण गूढ-सत्तो मंथो विव गागरुम्मंथे ॥१३३३
अण्णत्तो मुच्चंतो गेण्हंतो कम्म-रासिमण्णत्तो ।
संसार-जंत-जुत्तो भमति घडी-जंत-जोगेणं ॥१३३४
सुभ-जोगो देव-गतिं वच्चइ मज्झिम-गुणेहिं माणुस्सं ।
मोहेण य तिरिय-गतिं नरयं पुण पाव-बहुलेणं ॥१३३५
राग-द्दोस-अनिग्गह-समुट्ठिया वसि(?)णिया जिणवरेहिं ।
तस्स (?) समुद्दिट्ठा य आगमा कम्म-बंधस्स ॥१३३६
पाणवह-मुसावाया अदत्त-मेहुण-परिग्गहा कोहो ।
माणो माया लोभो [मओ] भयमरइ दुगुंछा य ॥१३३७
मण-वयण-काय-जोगे य मंगुले मिच्छ-दंसण-पमाआ ।
पिसुणत्तणमण्णाणं अभिग्गहो इंदियाणं च ॥१३३८
एते अज्झवसाणेण संजुया वण्णिया जिणवरेहि ।
अट्ठ-विहस्स वि कम्मस्स बंध-हेऊ समासेण ॥१३३९

જીવતત્ત્વ

જીવ સર્વદા વર્ણ, રસ, રૂપ, ગંધ, શબ્દ અને સ્પર્શ ગુણોથી રહિત અને આદિ-અંત વિનાનો હોવાનું જિન-વરનું દર્શન છે. (૧૩૨૩) તે આત્મા શાશ્વત છે, અયોનિ છે, ઇંદ્રિયરહિત છે, ઇંદ્રિયાર્થોથી રહિત છે, અનાદિ અને અનંત છે અને વિજ્ઞાનગુણવાળો છે. (૧૩૨૪). જે દેહસ્થ હોઈને સુખદુઃખ અનુભવે છે, નિત્ય છે અને વિષયસુખનો જ્ઞાતા છે તેને આત્મા જાણવો. (૧૩૨૫). આત્મા ઇંદ્રિયગુણોથી અગ્રાહ્ય છે; ઉપયોગ, યોગ, ઇચ્છા, વિતર્ક, જ્ઞાન અને ચેષ્ટાના ગુણોથી તેનું અનુમાન કરવાનું હોય છે. (૧૩૨૬). વિચાર, સંવેદન, સંજ્ઞા, વિજ્ઞાન, ધારણા, બુદ્ધિ. ઈહા, મતિ અને વિતર્ક એ જીવનાં લિંગો છે. (૧૩૨૭). શરીરમાં જીવ રહેલો છે કે કેમ એનો જે વિચાર કરે છે તે જ આત્મા છે; કેમકે જીવ ન હોય તો સંશય કરનાર જ કોઈ ન હોય. (૧૩૨૮), કર્મના સામર્થ્યથી જીવ રડે છે, હસે છે, શણગાર સજે છે, બીએ છે, વિચારે છે, ત્રસ્ત બને છે. ઉત્કંઠિત બને છે, ક્રીડા કરે છે. (૧૩૨૯). શરીરમાં રહેલો જીવ, બુદ્ધિથી સંયુક્ત પાંચ ઇંદ્રિયોના ગુણથી ગંધ લે છે, સાંભળે છે, જુએ છે, રસાસ્વાદ કરે છે અને સ્પર્શ અનુભવે છે. (૧૩૩૦). મન, વચન અને કાયાના વ્યાપારરૂપ ત્રણ પ્રકારની પ્રવૃત્તિથી પ્રવૃત્ત થવાના પરિણામે જીવ શુભ કે અશુભ કર્મ બાંધે છે. (૧૩૩૧). આસક્ત થઈને જીવ કર્મ કરે છે, અને વિરક્ત થતાં તેને ત્યજે છે—સંક્ષેપમાં આ જ જિનવરે આપેલો બંધ અને મોક્ષનો ઉપદેશ છે. (૧૩૩૨). કર્મ વડે જેનું સ્વરૂપ ઢંકાઈ ગયું છે તેવો જીવ, ગાગરમાં મંથન કરતા. રવૈયાની જેમ, વારંવાર અહીં બંધાય છે તો તહીં છોડાય છે. (૧૩૩૩) ક્વચિત કર્મ-રાશિને તજતો, તો ક્વચિત તેનું ગ્રહણ કરતો અને એમ સંસારયંત્રમાં જૂતેલો જીવ, રહેંટના માફક ભ્રમણ કર્યા કરે છે, (૧૩૩૪). શુભ કર્મના યોગે તે દેવગતિ પામે છે, મધ્યમ ગુણે મનુષ્યગતિ, મોહથી તિર્યંચગતિ અને ઝાઝા પાપકર્મથી નરકગતિ. (૧૩૩૫).

કર્મ

રાગદ્વેષના અનિગ્રહથી કર્મ ઉત્પન્ન થાય છે—તેમને જિનવરે કર્મબંધના ઉદ્ભાવક કહ્યા છે. (૧૩૩૬). પ્રાણિવધ, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન, પરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ, મદ, ભય, અરતિ, જુગુપ્સા, મન વચન અને કાયાના અશુભ યોગ, મિથ્યાદર્શન, પ્રમાદ, પિશુનતા, અજ્ઞાન, ઇંદ્રિયોનો અભિગ્રહ—આ સૌ સંકલ્પથી યુક્ત થતાં આઠ પ્રકારનાં કર્મના બંધહેતુ હોવાનું જિનવરે નિરૂપ્યું છે. (૧૩૩૭-૧૩૩૯). જેમ શરીરે

नेहब्भंगिय-गत्तस्स रेणुओ लग्गए जहा अंगे ।
तह राग-दोस-नेहोल्लियस्स कम्मं मुणेयव्वं ॥१३४०

परिणामेइ बहुविहं तं सो दोसग्गिणा महंतेण ।
उदरग्गिणा व पुरिसो जह पच्चक्खं च ते जीवो ॥१३४१

❀

ओरालिए सरीरम्मि × × × × × × ×
एमेव जीवं(?) चत्त(?)-कम्म-सरीरो वि नायव्वो ॥१३४२
नाणस्स दंसणस्स य आवरणं वेयणिज्ज-मोहं च ।
आउय-नामं गोयं च अंतरायं च कम्माइं ॥१३४३
एते अट्ठ विहाणाए छय भेया हवंति परिमियया ।
गहणे य पएसग्गे निंति अणुभागे विभागे य ॥१३४४
जह बीयाणि महियले बहु-प्पगाराणि विप्पइण्णाणि ।
नियय-गुण-पुप्फ-फल-कारणेण नाणत्तणमुवेंति ॥१३४५
तह पाव-कम्मं जोगेण निबद्धं एक्कओ असाय-गुणं ।
कम्मं विविह-विवागत्तणेण नाणत्तणमुवेइ ॥१३४६
दव्वं खेत्तं कालं भवं च भावं च तह समासज्ज ।
तस्स समासुद्दिट्ठो उदओ कम्मस्स पंच-विहो ॥१३४७
× × × × × ण अणवयग्गं परीति संसारं ।
संसार-निमित्तं पि य भवं भवोवहुओ लहति ॥१३४८
भव-पच्चइए देहं देह-निमित्तं च इंदिय-विसेसं ।
इंदिय-विसय-निमित्तं मणं मणाहि विण्णाणं ॥१३४९
विण्णाण-निमित्तं पि य वेदणमणुभवइ वेयण-निमित्तं ।
सारीर-माणसाणि य पावइ दुक्खाइं तिक्खाइं ॥१३५०
दुक्ख-विणोयण-हेउं सुहमिच्छू बहुयरं कुणइ पावं ।
पावेण तेण छुब्भइ जम्मण-मरणारहट्टम्मि ॥१३५१
नरयं तिरिक्ख-जोणिं माणुस-भावं च देव लोगं च ।
कम्मेहि भमाडिज्जइ जह-क्कमं आणुपुव्वीए ॥१३५२
चंडाल-मुट्ठिय-पुलिंद-वाह-सग-जवण-बब्बरादीसु ।
जायेति य अणुकम्मा विविहासु मणुस्स-जाईसु ॥१३५३
इंदिय-सरीर-विमलत्तणं च पडिपुण्णयं च एतेसु
वसत्तं(?) सामित्तं तत्तो सोभग्ग-दोहग्गं ॥१३५४
संजोग-विप्पओगे उच्चा-गोयं च नीय-गोयं च ।
आउय-परिभोग-वुड्ढि खयं च अत्थं अणत्थं च ॥१३५५
एते अण्णे य बहु-सुह-दुक्खे तत्थ जम्मण-निमित्तं ।
पावइ अणंत-खुत्तो खुत्तो नियएसु कम्मेसु ॥१३५६

તેલનો અભ્યંગ કરેલાના અંગ પર રજ ચોંટે છે તેમ રાગદ્વેષરૂપી તેલથી ખરડાયેલાને કર્મ ચોંટે છે એમ જાણવું. (૧૩૪૦). મહાન દ્વેષાગ્નિ વડે તેને જીવ વિવિધ રૂપે પરિણમાવે છે–જેમ જઠરાગ્નિ પ્રત્યક્ષપણે પુરુષના ઔદારિક શરીરમાં વિવિધ પરિણામ લાવે છે.......એ પ્રમાણે કર્મશરીર યુક્ત (?) જીવને જાણવો (૧૩૪૧-૧૩૪૨) જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુષ. નામ, ગોત્ર અને અંતરાય—એમ આઠ પ્રકારનાં કર્મોના છ પરિમિત ભેદ અને ગ્રહણ, પ્રદેશ અને અનુભાગ પ્રમાણે વિભાગ થાય છે. (૧૩૪૩-૧૩૪૪) જેમ ભોંયે વેરેલાં વિવિધ પ્રકારનાં બી તેના વિવિધ ગુણ અનુસાર પુષ્પ અને ફળરૂપે અનેકવિધતા પ્રાપ્ત કરે છે, તેમ યોગથી બાંધેલું અને અશાંત વેદનીય ગુણવાળું એક નવું કર્મ વિવિધ વિપાકરૂપે અનેકતા પ્રાપ્ત કરે છે. (૧૩૪૫-૪૬). દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભવ અને ભાવને અનુલક્ષીને કર્મનો ઉદય પાંચ પ્રકારે નિર્દેશ્યો છે. (૧૩૪૭).

## સંસાર

(તે કર્મને કારણે જીવ) અપરિમિત સંસારમાં પરિભ્રમણ કરે છે. સંસારને કારણે ભવનો ઉપદ્રવ થતાં તે જન્મ પ્રાપ્ત કરે છે; જન્મને કારણે શરીર, શરીરને કારણે ઇંદ્રિયવિશેષ, ઇંદ્રિય અને વિષયને કારણે મન, મનને કારણે વિજ્ઞાન, વિજ્ઞાનને કારણે તે સંવેદન અનુભવે છે અને સંવેદનને કારણે તે તીવ્ર શારીરિક અને માનસિક દુઃખો પામે છે. (૧૩૪૮-૧૩૫૦). આ દુઃખ દૂર કરવા માટે સુખની ઇચ્છાવાળો તે પાપકર્મ આચરે છે અને તે પાપને કારણે જન્મમરણના રહેંટમાં તે ફેંકાય છે. (૧૩૫૧). તેનાં કર્મો તેને ઉત્તરોત્તર એકએક કરીને નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવની યોનિમાં ભમાડે છે. (૧૩૫૨). કર્માનુસાર ચાંડાલ, મુષ્ટિક, પુલિંદ, વ્યાધ, શક, યવન, બર્બર વગેરે વિવિધ મનુષ્ય જાતિઓમાં તે જન્મે છે. (૧૩૫૩). ઇંદ્રિયો અને શરીરની નિર્મળતા અને પૂર્ણતા, પરવશતા અને પ્રભુત્વ, સૌભાગ્ય અને દુર્ભાગ્ય, સંયોગ અને વિયોગ, ઉચ્ચ કે નીચ ગોત્ર, આયુષ્ય અને ભોગોની વૃદ્ધિ કે ક્ષય, અર્થ અને અનર્થ—જન્મને કારણે પોતાનાં કર્મોમાં ખૂંપેલો તે આ પ્રકારના તથા અન્ય અનેક સુખદુઃખ અને તે પામે છે. (૧૩૫૪-૧૩૫૬).

नवरं एत्थ विसेसो माणुस-भावम्मि होइ जीवाणं ।
जं सव्व-दुक्ख-मोक्खं मोक्खपयमिओ हि संकमइ ॥१३५७

अण्णाण-रुक्ख-गहणे संसार-महावणे जिणवरेहिं ।
निव्वाण-महापंथो विज्जा चरणं च उवइट्ठो ॥१३५८

संजम-जोग-निरुद्धम्मि आगमे तव-विसोहिए सेसे ।
खीणम्मि सव्व-कम्मे कम्म-विसुद्धो भवइ सिद्धो ॥१३५९

एक्क-समएण वच्चइ स इतो हि परम-पयं अणाबाहो ।
संसार-भय-विमुक्को लहइ सुहं अक्खयं मोक्खं ॥१३६०

इह नाणा-भव-गति-कारणेहिं कम्महिं विप्पमुक्को सो ।
उद्धं सभाव-सिद्धं सिद्धस्स गती असंगस्स ॥१३६१

उवरिं अणुत्तराणं तहियं अज्जुण-सुवण्ण-संख-निभा ।
तेलोक्क-मत्थयत्था छत्त-रयण-संतिया पुढवी ॥१३६२

सिद्धी सिद्धि-क्खेत्तं परमं च पयं अणुत्तर-पयं च ।
चंभपदं(?) लोग-थूभिय त्ति वि सीय त्ति नामाइ ॥१३६३

इसीपब्भाराए सीयाए जोयणम्मि लोयंतो ।
तस्सुवरिमे ति-भागे सिद्धाणोगाहणा भणिया ॥१३६४

जाणंतो सव्वे भावे य अवितहं सिद्धो(?) ।
जं खविय-राग-दोसो तो तेण ण लिप्पइ पुणो वि ॥१३६५

जं संठाणं इहइं भवं चयंतस्स चरिम-समयम्मि ।
आसीय पदेस घणं तं संठाणं तहिं तस्स ॥१३६६

सो आगासे सिद्धालयम्मि सिद्ध-गहणम्मि ओगाढो ।
अविरुद्धो तेहिं तहिं समं अणंतेहिं ॥१३६७

एव भणंतं समणं घरिणो साहट्ठ-तणुरुहा अम्हे ।
इच्छामो अणुसट्ठिं ति बेमि सीसे निहिय-हत्था ॥१३६८

भणिओ य पियमेणं सो साहू वंदिऊण विणएण ।
लद्धा हु ते सुलद्धा जं तारुण्णे विगय-संगो ॥१३६९

साहेह अणुवरोहेण मज्झ कह तं सि लद्ध-सामण्णो ।
अणुकंपं काऊणं भयवं कोऊहलं मज्झं ॥१३७०

तो तत्थ महुर-संगय-मियक्खरं निव्वियार-मज्झत्थं ।
इणमो कहेइ सु-मणो जिण-वयण-विसारओ समणो ॥१३७१

*

चंपाए अवर-जणवयासन्ने अडवि-संसिए देसे ।
मिग-महिस-गण-दीविय-वणहत्थि-कुलाउलम्मि ॥१३७२

### મોક્ષ

પરંતુ મનુષ્ય ભવ પૂરતી જીવો માટે એટલી વિશિષ્ટતા છે કે સર્વ દુઃખોમાંથી મુક્તિ અપાવનાર મોક્ષપદમાં અહીંથી જ જઈ શકાય છે. ( ૧૩૫૭ ). અજ્ઞાનરૂપી વૃક્ષોથી ગીચ એવા સંસારરૂપી મહાવનમાં જિનવરોએ જ્ઞાન અને ચરણને નિર્વાણે પહોંચવાના ધોરી માર્ગ રૂપે ચીંધ્યાં છે. (૧૩૫૮). કર્મની પ્રાપ્તિને સંયમ અને યોગ વડે અટકાવીને અને બાકીનાં કર્મની તપ વડે શુદ્ધિ કરીને—અને એ રીતે સર્વ કર્મનો ક્ષય કરીને કર્મવિશુદ્ધ થયેલો જીવ સિદ્ધ બને છે. (૧૩૫૯). એક સમયની અંદર તે અહીંથી બાધારહિત પરમપદમાં પહોંચે છે; સંસારના ભયથી મુક્ત બનેલો તે અક્ષય સુખવાળો મોક્ષ પામે છે. (૧૩૬૦). અનેક ભવભ્રમણ કરવામાં પ્રાપ્ત થતાં કર્મોથી મુક્ત બનેલો તે નિઃસંગ સિદ્ધોની સ્વભાવ-સિદ્ધ ઊર્ધ્વગતિને પામે છે. (૧૩૬૧). અનુત્તર દેવલોકની ઉપર ત્યાં ત્રણ લોકને મથાળે અર્જુન સુવર્ણ અને શંખ સમી શ્વેત, છત્રરત્નવાળી પૃથ્વી છે. (૧૩૬૨). સિદ્ધિ, સિદ્ધિ-ક્ષેત્ર, પરમપદ, અનુત્તરપદ, બ્રહ્મપદ, લોકસ્તૂપિકા અને સીતા એવાં તેનાં નામ છે.(૧૩૬૩). આ ઈષિત્પ્રાગ્ભારા કે સીતાથી એક યોજન પર લોકાંત છે. તેના ઉપલા ત્રીજા ભાગમાં જ સિદ્ધોનું અવસ્થાન હોવાનું કહેલું છે. ( ૧૩૬૪ ). સર્વ ભાવોને યથાર્થ રૂપમાં જાણતો સિદ્ધ, તેણે રાગદ્વેષને ખપાવ્યા હોવાથી તેમનાથી ફરી ખરડાતો નથી. ( ૧૩૬૫ ). આ ભવને છોડતાં અંતિમ વેળાએ તેનું જે પ્રદેશોના સંચયવાળું સંસ્થાન હોય તે સંસ્થાન તેનું સિદ્ધાવસ્થામાં હોય છે. (૧૩૬૬). તે આકાશમાં, સિદ્ધોથી ભરેલા સિદ્ધાલયમાં, અન્ય અસંખ્ય સિદ્ધોની સાથે અવિરુદ્ધ ભાવે વસે છે. (૧૩૬૭).

આ પ્રમાણે તે શ્રમણે ઉપદેશ આપ્યો, એટલે, હે ગૃહિણી, હર્ષથી રોમાંચિત થયેલાં અમે મસ્તક ઉપર અંજલિ રચીને તેમને કહ્યું, 'તમારું અનુશાસન અમે ઇચ્છીએ છીએ'. (૧૩૬૮). પછી તે સાધુને વિનયપૂર્વક વંદન કરીને મારા પ્રિયતમે કહ્યું, 'તમે ભરજુવાનીમાં સંગ તજ્યો તેથી તમે લીધેલા દીક્ષા ધન્ય છે. કૃપા કરીને મને કહો તમે કઈ રીતે શ્રામણ્ય લીધું ? હે ભગવાન, મારા પર અનુકંપા કરીને કહો, મને ઘણું જ કુતુહલ છે.' (૧૩૬૯–૧૩૭૦). એટલે તે પ્રશસ્ય મન વાળા અને જિનવચનોમાં વિશારદ શ્રમણે મધુર, સંગત અને મિત વચનોમાં, નિર્વિકારપણે અને મધ્યસ્થભાવે આ પ્રમાણે કહ્યું (૧૩૭૧) :

### શ્રમણનો વૃત્તાંત

ચંપાની પશ્ચિમે આવેલા એક જનપદની બાજુનો અટવીપ્રદેશ અનેક મૃગ, મહિષ, દીપડા અને વનગજોથી સભર હતો. તેમાં જંગલમાં ઊંડે, જંગલી પશુઓના કાળરૂપ અને નિંદ્ય કર્મ કરનારા વ્યાધોની એક વસાહત હતી. (૧૩૭૨).

रण्णोवगूढत्थ(?) अत्थि तत्थ(?) गरहिअ-[क]म्मस्स ।
वाहाणं संवासो सावय-कुल-काल-पुरिसाणं ॥१३७३
सुक्खंत-सरस-वल्लूर-मंस-चम्म-वसमोत्थया जत्थ ।
संझायंते च सया वाह(?)-कुडि-मुह-पएसा ॥१३७४
वल्लूर-सरस-गट्टय-सरुहिर-सुक्खंत-भरिय-नेव्वाओ ।
दीसंति रत्त-कंवल-कय-पावरणाउ वाहीओ ॥१३७५
वाहीहि जत्थ कीरइ बरहिण-पिच्छ-कय-पावरियंसीहिं ।
सव्वत्थ मुसल-कम्मं कलभाण दंत-मुसलेहिं ॥१३७६
अहयं अणंतर-भवे इओ य आसीय हत्थि-पडिहत्थी ।
मय-जीवियावहारो मासाहारो तहिं वाहो ॥१३७७
उच्चा-दढ-प्पहारी पइ-दिण-अब्भास-धणु-गुण-विहण्णू ।
कंड-समज्जिय-कित्ती अमोहकंडो त्ति नामेणं ॥१३७८
तस्स य अचुक्क-लक्खो दढ-प्पहारी स-कम्म-विक्खाओ ।
वाहो आसि पिया मे कुंभसीहो(?) सीहओ नामं ॥१३७९
पिउणो मज्झ वहु-मया माया मे वाह-बालिया आसि ।
अडवि-भयमाण-वेसा अडविसिरी नाम नामेणं ॥१३८०
जाव य अहं वयत्थो हत्थिं पाडेमि एक्क-कंडेणं ।
ता मं भाणीय पिया सुण कुल-धम्मं इमं अम्हं ॥१३८१
वाह-कुल-कोस-घर-रक्खओ सया बीय-पाडण-समत्थो ।
पुत्तय साणो सूरो जूहवई ते न हंतव्वो ॥१३८२
पिल्लयमणुपालंती पुत्त-सिणेहेण पंगुलिय-पाइं ।
वाहाणं पि अभीरुं मा पिल्लय-मायरं हणसि ॥१३८३
पुत्तं अप्परिचत्तं(?) डहरायं दुद्ध-मुद्धयं मुद्धं ।
डहरो होइ महल्लो त्ति पिल्लयं मा हु तं हणसि ॥१३८४
पिल्लाणं उप्पत्तिं रममाणं काम-मोहिय-मईणं ।
पुव्व-विहाण-जुवलियं मा यं(?) विजुयलेज्जा ॥१३८५
कुल-धम्म-वया(?) एसो ते होउ पुरिस-कओ ।
होज्ज कुलस्स अवचओ जो कुल-धम्मं विणासेज्जा ॥१३८६
बीयं अविणासंतो य जाय धम्मं च सुट्ठु रक्खंतो ।
पुत्तय करेज्ज कम्मं इय साहेज्जाहि पुत्ताणं ॥१३८७
तो हं सुट्ठु य पुट्ठो (?) कम्मं वाहत्तण करेमाणो ।
वियरामि य पारद्धिं सावय-कुल-संकुलं रण्णं ॥१३८८
खग्गं गवय-कुरंगं वण-महिसं गयवरं वराहं च ।
तेसु पदेसु निसु(?) पहारं अहं देमि ॥१३८९
ता मे समाण-जाती नियल्लिय बालिया गुरु-जणेण ।
तरुणी पियाभिरामा दिण्णा [illegible] ॥१३९०

## Scope

The Journal is primarily intended to promote researches in Medieval Indian Culture. Hence emphasis will naturally be on the languages, literature and cultural sources of that period. But it will also give sufficient space to other articles which throw light on Ancient Indian Culture.

## Forms of Contributions

Contributions embodying original researches; abstracts of theses accepted by the University; critical editions of the unpublished Sanskrit, [illegible] Apabhramsa, Old Hindi, Old Gujarati texts; appreciations and summaries of ancient and medieval important original works; notices of manuscripts and textual criticism will be published in the Journal.

## Medium of Articles

They should be written in any one of the following four languages : Sanskrit, Hindi, Gujarati and English.
Articles written in language other than English should be accompanied by a summary in English.

## Annual Subscription

| | | |
|---|---|---|
| Inland | Rs. | 25/- |
| Europe | Sh. | 45/- |
| U. S. A. | Dollar | 6.50 |

## Other Rules

(1) Contributions intended for publication in the Journal should be type-written (with double spacing) or legibly written on one side only of the paper. Copies should be retained by the authors.

(2) It is presumed that contributions forwarded for publication in the Journal are not submitted elsewhere.

(3) The copyright of all the contributions published in the Journal will vest jointly in the L. D. Institute of Indology and the authors.

(4) Ten offprints will be given to the contributors free of charge.

(5) Titles of books and Journals should be indicated by single underline. Sanskrit, Prakrit, Hindi, Gujarati terms occurring in the articles written in English should be underlined. The standard system of transliteration should be followed.

(6) Those who want their works to be reviewed in the Journal should send two copies of the same.

All contributions and correspondence may please be addressed to

Director, L. D. Institute of Indology
Ahmedabad-380 009 (India)

OUR LATEST PUBLICATIONS

47. A Modern Understanding of Advaita Vedānta by Dr. Kalidas Bhattacharya pp. 4 + 68. (1975) Rs. 10/-
48. Nyāyamañjarī (Ahnika I) with Gujarati translation, edited and translated by Dr. Nagin J. Shah, pp. 4 + 144. Rs. 16/-
49. Atonements in the Ancient Ritual of the Jaina Monks by Dr. Colette Caillat, pp. 8 + 210. (1975) Rs. 50/-
50. The Upabṛmhaṇa and the Ṛgveda Interpretation by Prof. T. G. Mainkar; pp. 4 + 60. (1975) Rs. 10/-
51. More Documents of Jaina paintings and Gujarati paintings of sixteenth and later centuries, by Dr. U. P. Shah. (1976) Rs. 76/-
52. Jineśvarasūri's Gāhārayaṇākosa; Edited by Pt. A. M. Bhojak and Dr. Nagin J. Shah. (1976) Rs. [illegible]
53. Jayavantasūri's Ṛṣidattārāsa (Old Gujarati Kāvya) Edited by Dr. Nipuna Dalal. (1975) Rs. 16/-
54. Indrahaṁsa's Bhuvanabhānukevalicariya [illegible] by Ramanikvijayaji. (1976) Rs. 16/-
55. Sallekhanā is not Suicide by Justice T. K. Tukol (1976) Rs. 16/-
56. Śaśadhara's Nyāyasiddhāntadīpa, Edited by Dr. B. K. Mati Lal (1976) Rs. 45/-
57. Fundamentals of Ancient Indian Music and Dance by S. C. Banerjee (1977) Rs. 25/-
58. Indian Philosophy by Dr. Pt. Sukhlalji Sanghavi. (1977) Rs. 30/-

Aspects of Jaina Art and Architecture : Editors Dr. U. P. Shah and Prof. M. A. Dhaky (1976) [ Sole Distributor ] Rs. 150/-

Sambodhi Vol 1-4 Rs. 160/-
( Rs. 40/- per volume )

## In Press

1. Amṛtacandra's Laghutattvasphoṭa ( Sanskrit ) Jaina Philosophical Kāvya, Edited by Dr. P. S. Jaini.
2. Jayavantasūri's Śṛṅgāramañjarī ( Old Gujarati Kāvya ) Edited by Dr. Kanubhai Sheth.
3. Proceedings of Prākṛta Seminar, March 1973, Ahmedabad.
4. Sādhāraṇa's Vilāsavaīkahā (Apabhraṁśa Kāvya), Edited by Dr. R. M. Shah.
5. Vasudevahiṇḍi (Majjhima Khaṇḍa) Edited by Dr. H. C. Bhayani and Dr. R. M. Shah.
6. Vasudevahiṇḍi—A study and English translation by Dr. J. C. Jain.